( अनुष्टुबवृत्तम. )

**सव्वं वीलविअं गीयं, सव्वं नट्टं विडंबणा ॥**
**सव्वे आभरणा भारा, सव्वे कामा दुहावहा॥१५।**

સર્વ પ્રકારના પીત વિલાપ તુલ્ય છે, સર્વ પ્રકારના નાટક વિટંબના તુલ્ય છે સર્વ પ્રકારના આભ્રણો ઘરાણા ભારતુલ્ય છે, તેમ જ સર્વ પ્રકારના કામભોગો દુઃખદાયક છે ॥ ૧૫ ॥

( आर्यावृत्तम् )

**देविंद चक्कवट्टि-त्तणाइ रज्जाइं उत्तमा भोगा ॥**
**पत्ता अणंतखुत्तो, नयऽहं तत्तिगओ तेहिं ॥१६।**

અહો! દેવેંદ્ર અને ચક્રવર્તિના રાજ્યો તથા ઉત્તમ ભોગોને હુ અનતીવાર પામ્યો, તો પણ તેથી તૃપ્તિ પામ્યો નહી ॥ ૧૬ ॥

**संसार चक्कवाले,**
**सव्वेवि य पुग्गला मए बहुसो ॥**

आहारिया य परिणा-मिया
य नय तेसु तित्तोऽहं ॥ १७ ॥

સસાર રૂપ ચક્રવાળમા સર્વ પ્રકારના પુદ્ગળોને મે ઘણીવાર ખાધા અને પરિણમાવ્યા, તથાપિ તેથી હુ તૃપ્તિ પામ્યો નહી ॥૧૭॥

( अनुष्टुबवृत्तम् )

उवलेवी होइ भोगेसु, अभोगी नोवलिप्पई ॥
भोगी भमइ संसारे, अभोगी विप्पमुच्चई ॥१८॥

ભોગી પુરૂષો ભોગમા લપટાય છે, પરતુ અભોગી લપટાતા નથી એટલા જ કારણ માટે ભોગી પુરૂષો સસારમાં ભમે છે અને અભોગી સસારથી વિશેષ પ્રકારે મૂકાય છે અર્થાત્ અભોગી પુરૂષો સસારથી મુક્ત થઈ સિદ્ધસુખને પામે છે. ॥૧૮॥

अल्लो सुक्को य दो छूढा, गोलया मट्टियामया ॥
दोवि आवडिआ कूडे, जो अल्लोतत्थ लग्गई॥१९

एवं लग्गंति डुम्मेहा, जे नरा कामलालसा ॥
विरत्ताओ न लग्गंति, जहा सुक्के य गोलए॥२०॥

લીલા અને સૂકો એવા માટીના ગોળા ભીત તરફ ફેંકયા, તે બે ગોળા ભીતે પટકાણા, પરંતુ તેમાથી જે લીલો ગોળો હતો, તે ભીતે ચોટી રહ્યો અને સુકો ગોળો ન ચોટી રહ્યો એ પ્રકારે કામભોગમા લપટી અને દુર્બુદ્ધિ પુરૂષો સંસાર રૂપ ભીતમા ચોટી રહે છે અને જે કામ ભોગથી વિરામ પામ્યા છે, તે સુકા ગોળાની પેઠે સંસારરૂપ ભીતમા ચોટી રહેતા નથી॥૨૦॥

( आर्यावृत्तम् )

तणकट्ठेहिव अग्गी, लवणसमुद्दो नईसहस्सेहिं॥
न इमो जीवो सक्को, तिप्पेउं कामभोगेहिं ॥२१॥

જેમ ઘાસ તથા કાષ્ટથી અગ્નિ અને હજારો નદીઓથી લવણ સમુદ્ર તૃપ્ત થતા નથી, તેમ આ જીવ પણ કામભોગથી તૃપ્ત થવાને શકિત-વાન થતા નથી. ॥ ૨૧ ॥

मुतूणवि भोगसुहं,
सुर नर खयरेसु पुण पमाएणं ॥
पिज्जइ नरएसु भेरव,
कलकलतउ तंब पाणाइं ॥ २२ ॥

આ જીવ દેવ મનુષ્ય અને વિદ્યાધરની ગતિમા પ્રમાદના વશથી ભોગસુખ ભોગવીને નરકમા ભયકર કળકળતા—અગ્નિએ તપાવેલા ત્રાબાના રસને પીએ છે ॥ ૨૨ ॥

को लोभेण न निहओ,
कस्स न रमणी हि भोलिअं हिययं ॥
को मच्चुणा न गहिओ,
को गिद्धो नेव विसएहिं ॥ २३ ॥

આ સસારમા કોણ લોભથી નથી હણાયો ? કોના હૃદયને સ્ત્રીએ નથી ભોળવ્યુ ? કોને મૃત્યુએ નથી પકડયો ? અને કોણ વિષયમા ગ્રદ્ધ નથી થયો ? ॥ ૧૩ ॥

( काव्यम् )

खणमित सुक्खा बहुकाल दुक्खा,
पगाम दुक्खा अनिकाम सुक्खा ॥
संसार मोक्खस्स विपक्खभूआ,
खाणी अणत्थाणउ कामभोगा ॥ २४ ॥

હે જીવ ! ક્ષણમાત્ર સુખને આપનારા, બહુ કાળ દુઃખને આપનારા, અત્યંત દુઃખને આપનારા, તુચ્છ સુખને આપનારા સંસારથી મુક્ત થવામાં શત્રુભુત, અર્થાત સંસારને વધારનારા અને અનર્થની ખાણ એવા આ કામભોગો છે ॥ ૨૪ ॥

( आर्यावृत्तम् )

सव्व गहाणं पभवो, महागहो सव्व दोस पायट्टि ॥
कामग्गहो दुरप्पा, जेणभिभूअं जगं सव्वं ॥२५॥

સર્વ ગ્રહોને—ઉન્માદોને ઉત્પન્ન કરનારો મ્હોટો ગ્રહ, પરસ્ત્રીગમનાદિ સર્વ

પ્રકારના દોષને પ્રવર્ત્તાવનારો, દુષ્ટાત્મા અને કામરૂપ સમુદ્રમા ઉત્પન્ન થએલો એવો જે કામગ્રહ, તેણે સર્વ જગત્‌વાસી જીવોને પરાભવ પમાડ્યા છે એટલે સર્વ લોકો કામભોગને વશ્ય થયા છે એ કારણ માટે કામરૂપ ગ્રહ દુ.ખે તજાય એવો છે ॥ ૨૫ ॥

**जह कच्छुल्लो कच्छु, कंडुअमाणो दुहं मुणइ सुक्खं॥**
**मोहाउरा मणुस्सा, तह कामदुहं सुहं बिंति ॥२६॥**

જેમ ખસવાળો પુરૂષ ખસને નખના અગ્રભાગથી ખણતો સત્તા, તેથી ઉત્પન્ન થએલા દુ ખને સુખ કરીને માને છે તેમ મોહથી આતુર થએલા મનુષ્યો પણ કામ રૂપ દુ ખને એટલે વિષય સેવવારૂપ દુ.ખને સુખ કરીને બોલે છે–માને છે. ॥ ૨૬ ॥

**( अनुष्टुबवृत्तम् )**

**सल्लं कामा विसं कामा,**

कामा आसीविसोवमा ॥
कामे य पत्थेमाणा,
अकामा जंति दुग्गईं ॥ २७ ॥

કામભોગ શલ્ય છે, કામભોગ વિષ છે અને કામભોગ આશીવિષ ઝેર [ સર્પની દાઢમા રહેલા ઝેર ] જેવા છે, તે કામભોગ ભોગવ્યા નથી પરતુ તેની પાર્થના કરવાથી એટલે તેની ઇચ્છા રાખવાથી પણ જીવો દુર્ગતિમા જાય છે ॥૨૭॥

( आर्यावृत्तम )

विसए अवइक्खंता,
पडंति संसारसायरे घोरे ॥
विसएसु निराविक्खा,
तरंति संसार कंतारे ॥ २८ ॥

વિષયની અપેક્ષા ( વાછના ) કરનારા જીવો બીહામણા સસાર સમુદ્રમા પડે છે અને વિષ-

યથી નિરપેક્ષ ( અવછક )થએલા જીવો સસાર રૂપ અટવીને તરે છે ॥ ૨૮ ॥

छलिया अवइक्खंता,
निरावइक्खः गया अविग्घेणं ॥
तह्मा पवयण सारे,
निरावइक्खेण होअव्वं ॥ २९ ॥

વિષયની અપેક્ષા-વાછના કરનારા જીવો છળાણા એટલે સસારમા રહ્યા અને વિષયથી નિરપેક્ષ-અવચ્છક થએલા જીવો, અવિઘ્નપણે મોક્ષમા ગયા તે કારણ માટે પ્રવચન એટલે સિદ્ધાતનો એ જ સાર છે કે, વિષયથી નિરપેક્ષ થવુ ॥ ૨૯ ॥

विसयाविरक्खो निवडइ,
निरविरक्खो तरइ दुतर भवोघं ॥
देवी दीव समागय,
माउअ जुअलेण दिट्ठंतो ॥ ३० ॥

રત્નાદેવીના રત્નદ્વીપમા ગએલા ( જિનરક્ષિત અને જિનપાલિત ) એ બે ભાઇઓના દૃષ્ટાતે વિષયની અપેક્ષા કરનારા જીવો (જિનરક્ષિતની પેઠે ) સસાર સમુદ્રમા પડે છે અને વિષયથી નિરપેક્ષ થએલા જીવો જિનપાલિતની પેઠે) દુસ્તર એવા ભવના ઓઘને—સસાર સમુદ્રને તરે છે ॥ ૩૯ ॥

## જિનરક્ષિત અને જિનપાલિતની કથા.

ચપાપુરી નગરીમા જિતશત્રુ નામે રાજા હતો તેને ધારણી નામે સ્ત્રી હતી તેવા સમયમા તે જ નગરને વિષે શાત, સરળ ચિત્તવાળો, ઉદાર અને ધનવાન એવો માકદી નામે શેઠ રહેતો હતો તેને ભદ્રા નામની સ્ત્રીની કૂખથી ઉત્પન્ન થએલા જિનરક્ષિત અને જિનપાલિત એ નામના બે પુત્રો હતા અનુક્રમે તે બન્ને પુત્રો યોવનઅવસ્થા પામ્યા,

ત્યારે વ્યાપાર કરવા માટે પરદેશે વહાણ લેઈ દ્રવ્ય ઉપાર્જન કરવા લાગ્યા એ રીતે અગી-આરવાર મુસાફરી કરી પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કર્યું વળી પણ ધનના લોભથી જ્યારે તેઓ બાર-મી વખતે મુસાફરી કરવા તૈયાર થયા, ત્યારે તેના પિતાએ કહ્યુ "હે પુત્રો ! આપણી પાસે ઘણુ જ ધન છે, તેમાથી ત્યાગ ભોગાદિકમા મરજી મુજબ વાવરો અગીઆર વાર તમે કુશળે ઘેર આવ્યા છો, પરતુ બારમી વખતે કદાચ વિઘ્ન પ્રાપ્ત થાય, માટે અતિશે લોભ ન કરો જો મ્હારૂં કહ્યુ માનો, તો હવે તમે ઘેર રહી વ્યાપાર કરો " પુત્રોએ કહ્યુ "હે તાત ! તમે એવા વચન ન બોલો આપની કૃપાથી આ વહાણની યાત્રા પણ રૂડી રીતે થશે ! " એમ કહી તે બન્ને વિવિધ પ્રકારના કરિયાણા ગ્રહણ કરી જળ વિગેરે સકળ

સામગ્રી તૈયાર કરી વહાણમા બેસી સમુદ્ર માર્ગે ચાલ્યા

હવે જ્યારે તેઓ મધ્ય સમુદ્રે પહોચ્યા, તેવામા અકાળે મેઘ ( વરસાદ ) નો અધકાર થયા આકાશમા મેઘ ગર્જના કરવા લાગ્યો વીજળીયોના ચમકારા થવા લાગ્યા અને મ્હોટો પવનનો જુસ્સો પ્રગટ થયો તથી દૈવયોગે તઓનુ વહાણ ભાગ્યુ ! વહાણમા બેઠેલા મનુષ્યો બુડી ગયા ! પરતુ તે બન્ને ભાઇઓને ભાગ્યના યોગ એક પાટીયુ હાથ આવ્યુ, જેના યોગથી તેઓ ત્રીજે દિવસે રત્નદ્વીપના તીર ઉપર નીકળ્યા ત્યા બન્ને ભાઇઓ નાળિએરના ફળ ખાઇને રહે છે

એવામા એક દિવસ નિષ્ઠુર, નિર્દય અને હાથમા ખડ્ગ ધારણ કરનારી રત્નદ્વીપની અધિષ્ઠાતા રત્નાદેવી ત્યા આવી તેઓને કહેવા લાગી કે, “ જો તમે મ્હારી સાથે વિષય સુખ ભોગવશો, તો કુશળે રહેશો, નહિ તો આ

ખડગ વડે તમારા મસ્તક છેદીશ. ” તે સાંભ-
ળી તેઓ બોલ્યા “ હે દેવી ! અમારૂ વહાણું
ભાગી જવાથી અમે આહી આવ્યા છીએ.
માટે જેમ તુ કહીશ તેમ અમે વર્ત્તિશું ”
પછી પ્રસન્ન થઇ દેવી બન્નેને પોતાના
આવાસમા લઇ ગઇ, ત્યા તેઓના શરીરથી
અશુભ પુદ્ગળોનો નાશ કરી તેમની સાથે
સ્વેચ્છાયે વિષયસુખ ભોગવવા લાગી દરરોજ
તે દેવી તેઓને અમૃતના ફળોનો આહાર
આપે છે એમ કેટલાએક દિવસ ગમાવ્યા

એક દિવસે તે દેવી બોલી “લવણસમુદ્રના
અધિષ્ઠાયક સુસ્થિત નામે દેવ મને આજ્ઞા
કરી છે કે, ત્હારે એકવીસ વખત સમુદ્રની અદર
તૃણ કાષ્ટ અને કાઇ અશુચી હોય તે શોધી
કાઢી તેને એકાત સ્થાનકે નાખવી, તે માટે
મ્હારે ત્યા જવુ છે તેથી તમે ઇહા સુખેથી
રહેજ્યો આ રૂડા ફળોથી પ્રાણવૃત્તિ કરજ્યો.

કદાચિત્ અહિં એકલા રહેતા તમને અરતિ પ્રાપ્ત થાય, તો ક્રીડા કરવા માટે પૂર્વ, ઉત્તર અને પશ્ચિમ દિશા તરફના વનખડમાં જવુ ત્યા સર્વ ઋતુ સબધી વિનોદ તમને પ્રાપ્ત થશે, પરતુ દક્ષિણ દિશાના ઉદ્યાનમા તમારે સર્વથા ન જવુ કારણ કે, તે વનમા કૃષ્ણ (કાળા) વર્ણવાળો દ્દષ્ટિવિષ નામે સર્પ રહે છે " એમ કહી તે દેવી ત્યાથી ગઈ

પછી તે બન્ને ભાઇઓ પૂર્વોકત વનમા સ્વેચ્છાયે ફરી સુખ ભોગવવા લાગ્યા એક દિવસ તેઓના મનમા વિચાર આવ્યો કે, દક્ષિણ દિશાના વન તરફ જવાની તેણીએ વારવાર મનાઈ કરી છે, તેનુ શુ કારણ હશે ! એમ શકા લાવીને તે તરફ જવાને તૈયાર થયા આગળ ચાલતા દુર્ગંધ આવવા લાગી, તેથી તેઓ નાસિકના દ્વાર ઉત્તરિય વસ્ત્રવડે ઢાકીને આગળ ચાલ્યા, તેવામા ઘણા મનુ

ધ્યોના મડદા (કળેવર) જોવામા આવ્યા, તેથી ભયભ્રાત થઇ તે વનમા આગળ ચાલ્યા, તેવામા શૂળી ઉપર રહેલા જીવતા પુરુષને વિલાપ કરતો જોયો, તેથી તેની સમીપે જઈ " હે ભદ્રે ! તમારી આવી દશા કેમ થઇ ? અને આ સર્વ કલેવરો ઇહા પડયા છે એ શુ ! " એમ પૂછયુ ત્યારે શૂળી ઉપર રહેલો પુરૂષ બોલ્યો કે, " હુ કાકદીપુરીનો રહેનારો વાણિયો છુ વ્યાપાર કરવાને અર્થે જળમાર્ગે જતા મ્હારૂ વહાણ ભાગ્યુ, દૈવયોગે એક પાટીયુ હાથ આવવાથી આ રત્નદ્વીપે આવ્યો. આ રત્નદ્વીપની અધિષ્ઠાતા દેવીએ વિષય લાલસાથી મ્હારૂ રક્ષણ કર્યું, એક દિવસ થોડા અપરાધ પ્રાપ્ત થવાથી તેણીએ મને શૂળી ઉપર ચઢાવ્યો. આ સર્વે કલેવરો જે પડયા છે, તેઓનો એ દુષ્ટ દેવીએ, એ જ પ્રમાણે વધ કર્યો છે !!! હે ભાઇઓ ! ક્યાંથી આવીને તમે એ દુષ્ટાના સકટને વિષે પડયા ?"

એમ સાભળી તે બન્ને ભાઇઓએ પોતાનો સર્વ વૃત્તાત જણાવ્યો અને ભદ્રભ્રાત થઇ પૂછવા લાગ્યા કે, " હવે અમારે જીવવાનો કોઇ ઉપાય છે ? " તે પુરૂષે કહ્યુ ' પૂર્વ દિશાના વનમા શોલક નામે યક્ષ રહે છે. તે પર્વ દિવસે ઘોડાનુ રૂપ કરીને એમ બોલે છે કે, કિયા પુરુષનુ રક્ષણ કરૂ ? અને કોને વિપત્તિથી ઉગારૂ ? માટે તમે ત્યા જઇ તે યક્ષની આરાધના કરો અને જે વખત તે ઉપર પ્રમાણે બોલે, તે સમયે તમારે બોલવુ કે, ભો યક્ષરાજ ! અમારૂ રક્ષણ કરો અને અમને વિપત્તિથી ઉગારો " એવી રીતે શિખામણ દેઈ તે શૂળી ઉપર રહેલો પુરુષ મરણ પામ્યો !

ત્યાર પછી તે બન્ને ભાઈયો વનમા જઈ સુદર પુષ્પો વડે તે યક્ષની પુજા કરી ભક્તિ કરવા લાગ્યા. એમ કરતા જયારે પર્વ દિવસ

આવ્યો, ત્યારે તે યક્ષે એ પ્રમાણે ગર્જના કરી, તે સમયે તેઓએ દીન મુખે વિનતી કરી કે, 'હે સ્વામિન! અમને કષ્ટ સમુદ્રથી પાર ઉતારો" યક્ષે કહ્યુ "હુ તમને સમુદ્રપાર લેઈ જઇશ, પરતુ મ્હારૂ એક વચન તમારે અગીકાર કરવુ પડશે તે દેવી પાછળ મીઠા વચનો બોલશે જો તમા નિરપેક્ષ થઈ તમે નિરાગીપણુ બતાવશો, તો ક્ષેમકુશળે તમને ચપાપુરીયે પહોચાડીશ વધારે શુ કહુ, દૃષ્ટિથી પણ તમારે તેની સન્મુખ ન જોવુ. વળી તેના ભય ભરેલા વચનો સાભળી તમારે જરા પણ ભય પ્રાપ્ત ન થવુ એ પ્રમાણે નિર્વાહ કરવાની જો તમારી શકિત હોય, તો મ્હારી પીઠ ઉપર બેસી જાઓ," તેમ સાભળી તેઓ તે વચન અગીકાર કરી તેની પીઠ ઉપર બેસી ગયા, પછી તે યક્ષ સમુદ્રમા આકાશમાર્ગે ચાલ્યો

ઇહા તે દેવી પોતાના આવાસ પ્ર
આવી ત્યાં બન્નેને દીઠા નહી, પછી ર
વનખડમા તપાસ કરી જ્ઞાન ઉપયે
દેઈ ખરૂ સ્વરૂપ જાણી ખડ્ગ લઇ
છળ આવી અને બોલવા લાગી કે, " ર
મુકીને તમે ક્યા ચાલ્યા ? જો જીવિત
વાછા હોય તો પાછા વળો, નહિ તો
ખડ્ગ વડે તમારા મસ્તક છેદીશ ! " યક્ષે
બન્નેને કહ્યુ, " મ્હારી પીઠ ઉપર બેઠા ે
તમારે જરા પણ ભય ન રાખવો " ર
ધીરજના વચન સાભળી તઓ વિશેષ પ્ર
સ્થિર ચિત્તવાળા થયા પછી અનેક પ્રકા
પ્રીતિ ભરેલા ગમતાં વચનો બોલવા લા
છેવટે એક જિનરક્ષિતને ઉદ્દેશીને કહેવા લ
કે, " હે પ્રાણુ વલ્લભ ! તું મને વિશેષે
હતો ત્હારા ઉપર મ્હારો નિશ્ચળ સ્નેહ વ
તો હતો. હવે હુ કોની સાથે વિષય સુખ

ગવીશ ! ત્હારા વિયોગે નિશ્ચે હું પ્રાણ ત્યાગ કરીશ, " એ પ્રમાણે માયાના વચનોથી તે ક્ષોભ પામી (છળાઈ) તની સન્મુખ જોવા લાગ્યો, એટલે શેલક યક્ષે તેને નીચે નાખી દીધો ! સમુદ્ર મધ્યે પડતા તેણીએ તે જિનરક્ષિતને ત્રિશૂળથી વીંધ્યો અને બોલી કે, " હે પાપિષ્ઠ ! મને ઠગવાનું ફળ ભોગવ " એમ કહી ખડ્ગ વડે તેના કટકે કટકા કરી સમુદ્રમા ફેંકી દીધા !!! જિનપાલિત નિશ્ચળ રહ્યો, તેથી યક્ષે તેને ચપાપુરીએ પહોંચાડયો,

પછી જિનપાલિત ઘેર જઇ પોતાના પરિવારને મળ્યો અને શોક સહિત સર્વ વૃત્તાત જણાવ્યો માતા પિતાયે પણ અત્યત શોક કર્યો પછી એક દિવસ તે નગરીમા શ્રી મહાવીર સ્વામી સમોસર્યા તેમની પાસે પિતા પુત્રે દિક્ષા ગ્રહણ કરી, દુષ્કર તપ કરી બન્ને પોતાના કાર્યના સાધક થયા. ઇતિ.

जं अइतिक्खं दुक्खं,
जं च सुहं उत्तमं तिलोअंमि ॥
तं जाणसु विसयाणं,
वुड्ढि क्खय हेउअं सव्वं ॥ ३१ ॥

હે જીવ! નરકમા જે અતિ તીક્ષ્ણ દુઃખ અને ત્રણ લોકમા ઉત્તમ જે મોક્ષનુ સુખ છે, તે સર્વ (અનુક્રમે) વિષયોની વૃદ્ધિ અને ક્ષયના હેતુ છે એમ તુ જાણ અર્થાત નરકના અતિ તીક્ષ્ણ દુઃખ વિષયની વૃદ્ધિના ફળ છે અને ત્રણ લોકમા ઉત્તમ જે મોક્ષનુ સુખ, તે વિષયને ક્ષય કરવાનુ ફળ છે એમ જાણીને વિષયને ઘટાડવાનો ઉદ્યમ કર ॥૩૧॥

इंदिय विसय पसत्ता
पडंति संसारसायरे जीवा ॥
पक्खिव्व छिन्न पंखा,
सुसील गुण पेहुण विहूणा ॥ ३२ ॥

પચેદ્રિયના વિષયમા આસક્ત થયેલા જીવો, ઉત્તમ આચાર અને શીળગુણ રૂપ પાખો વિના, છેદાણી છે પાખો જેની એવા પક્ષીની પેઠે સસાર સમુદ્રમા પડે છે ॥૩૨॥

**न लहइ जहा लिहंतो,**
**मुहल्लियं अट्ठिअं जहा सुणओ ॥**
**सोसइ तालुअ रसिअं,**
**विलिहंतो मन्नए सुख्खं ॥ ३३ ॥**
**महिलाण कायसेवी,**
**न लहइ किंचिवि सुहं तहा पुरिसो ॥**
**सो मन्नए वराओ,**
**सयकाय परिस्समं सुख्खं ॥३४॥(युग्मम्)**

જેમ કુતરો મ્હોટા હાડકાને ચાટતો સતો એમ નથી જાણતો કે, હુ મ્હારા પોતાના જ તાળુઆની રસીને સોસવુ છુ ! તેથી જ તે હાડકાને વિશેષે ચાટતો સતો જેમ સુખ

માને છે, તેમ સ્ત્રીની કાયાનો સેવનાર, એટલે વિષય સેવનારો પુરુષ તેથી જરા પણ સુખ નથી પામતો, તથાપિ તે રાંક–પુરુષ પોતાની કાયાના પરિશ્રમને સુખ માને છે!!! ॥૩૩॥ ॥૩૪॥

सुठुवि मग्गिज्जंतो,
कत्थवि कयलीइ नत्थि जह सारो ॥
इंदिय विसएसु तहा,
नत्थि सुहं सुठुवि गविठ्ठं ॥ ३५ ॥

સારી રીતે તપાસતા જેમ કેળમા કાઇ પણ સાર નથી, તેમ ઇંદ્રિયોના વિષયમા પણ સારી રીતે તપાસતા સુખ નથી

सिंगार तरंगाए
विलास वेलाइ जुव्वण जलाए ॥
के के जयंमि पुरिसा,
नारी नइए न बुड्डंति ॥ ३६ ॥

જેમા શૃંગાર રૂપ કલ્લોલો છે, વિલાસ

રૂપ વેલો છે અને જોવન રૂપ જળ છે એવી સ્ત્રી રૂપ નદીમાં નથી બુડયા, એવા જગત્માં કોણુ કોણુ પુરુષો છે? ॥ ૩૬ ॥

सोअ सरी दुरिअ दरी,
कवडकुडी महिलिया किलेसकरी ॥
वइर विरोयण अरणी,
दुक्खखाणी सुक्ख पडिवक्खा ॥ ३७ ॥

શોકની નદી, પાપની ગુફા, કપટની કૂડી, કલેશની કરનારી અને વૈર રૂપ અગ્નિને પ્રગટ કરવા માટે અરણીના કાષ્ટ સમાન એવી સ્ત્રી દુખની ખાણુ છે અને સુખની પ્રતિપક્ષી-શત્રુ છે ॥ ૩૭ ॥

अमुणिअ मण परिकम्मो,
सम्मं को नाम नासिउं तरइ ॥
वम्महसर पसरोहे,
दिट्ठिच्छोहे मयच्छीणं ॥ ३८ ॥

નથી કરી મનની સારી શુદ્ધિ જેણે એવો કયો પુરૂષ મૃગાક્ષી સ્ત્રીના કામબાણ વરસાવનાર નજરના સપાટામાથી ખરેખર રીતે બચી શકે ? ॥ ૩૮ ॥

परिहरसु तओ तासिं,
दिठ्ठि दिठ्ठिविसस्सव अहिस्स ॥
जं रमणि नयणबाणा,
चरित्त पाणे विणासंति ॥ ३९ ॥

તે કારણ માટે હે જીવ ! દૃષ્ટિવિષ સર્પના જેવી છે દૃષ્ટિ જેની એવી અને જે સ્ત્રીના નયન રૂપી બાણો ચારિત્ર રૂપ પ્રાણનો વિનાશ કરે છે તવી સ્ત્રીનો તુ ત્યાગ કર ॥ ૩૯ ॥

सिद्धंत जलहि पारं-
गओवि विजिइंदिओवि सुरोवि ॥
दढचित्तोवि छलिज्जइ,
जुवइ पिसाइं हि खुड्डाहिं ॥ ४० ॥

સિદ્ધાંત રૂપ સમુદ્રને પાર પામેલો, વિ-શેષે કરી જીતી છે ઇંદ્રિયો જેણે, શૂરો, દૃઢ ચિત્તવાળો એવો પુરૂષ પણ યુવતિ રૂપ ક્ષુદ્ર પિશાચણીથી છળાય છે ॥૪૦॥

**मणय नवणीय विलओ,**
**जह जायइ जलण संनिहाणंमि ॥**
**तह रमणि संनिहाणे,**
**विहवइ मणो मुणीणंपि ॥ ४१ ॥**

જેમ અગ્નિની પાસે રહેલુ મીણુ અને માખણુ ઓગળી જાય છે, તેમ સ્ત્રીની પાસે રહેલા મુનિનુ મન પણુ ઓગળી જાય છે અર્થાત્ વિકારવંત થાય છે ॥૪૧॥

**नीअंगमाहि सुपओ-**
**हराहि उप्पिच्छ मंथरगईहिं ॥**
**महिलाहि निमग्गा इव,**
**गिरिवर गुरुआवि भिज्जंति ॥ ४२ ॥**

નીચ સાથે ગમન કરતી, સારા પયોધર (સ્તન) વાળી અને દેખવા લાયક મદ ગતિ વાળી સ્ત્રી (કે જે જાણે નદી સમાન છે) તેમા બુડેલા (પુરૂષો) પર્વત જેવા મ્હોટા હોય તો પણ ભેદાય છે ॥ ૪૨॥

विसयजलं मोहकलं,
विलासविव्वोअ जलयराइन्नं ॥
मय मयरं उत्तिन्ना,
तारुण महन्नवं धीरा ॥ ४३ ॥

વિષય રૂપ જળવાળા, મોહ રૂપ કાદવ વાળા, વિલાસ અને હાવભાવ રૂપ જળ જતુ-ઓથી ભરેલા અને મદરૂપ મગરવાળા જોવન રૂપ મહાસમુદ્રને ધીર પુરુષો તરેલા છે ૪૩

जइवि परिचत्त संगो,
तव तणुअंगो तहावि परिवडई ॥

महिला संसग्गीए,
कोसा भवणुसि य मुणिव ॥ ४४ ॥

જો કે, કુટુંબાદિકનો સગ જેણે ત્યાગ કર્યો હોય અને તપથી શરીર દૂબળું કર્યું હોય, તો પણ તે સ્ત્રીના સસર્ગથી કોશ્યા વેશ્યાને ઘેર રહેલા (સિહગુફાવાસી) મુનિની પેઠે ચારિત્રથી પડે છે ॥ ૪૪ ॥

## સિંહગુફાવાસી મુનિની કથા.

શ્રી સભૂતિવિજય આચાર્ય પાસે સ્થૂળભદ્ર વિગેરે મુનિયોએ દીક્ષા લીધી. પછી સ્થૂળભદ્રજી ગુરુની સમીપે રહી ચારિત્ર પાળતા શ્રુતસમુદ્રના પારગામી થયા એકદા ચોમાસુ આવ્યું ત્યારે એક મુનિયે ગુરૂને નમસ્કાર કરી એવો અભિગ્રહ લીધો કે "હું સિંહગુફાને બારણે ચાર મહિના સૂધી ઉપ-

વાસ કરીને કાઇસ્સગ્ગે રહીશ' બીજા સાધુ બોલ્યા કે "હુ દૃષ્ટિવિષ સર્પના બિલ્લ ઉપર દર ઉપર ચાર મહિના સૂધી ઉપવાસ કરીને કાઉસ્સગ્ગે રહીશ" અને ત્રીજા સાધુ બોલ્યા કે "હું પણ કૂવાના ભાટીઆ ઉપર ચાર મહિના સૂધી ઉપવાસ કરીને કાઉસ્સગ્ગે રહીશ." એમ સાભળી ગુરુએ તેઓને યોગ્ય જાણી તેમ કરવાની રજા આપી

તેટલામા સ્થૂળભદ્રજી પણ ઉભા થઈ ગુરુને વદના કરીને બોલ્યા કે. "હુ કોસ્યા નામની વેશ્યાને ઘેર ચિત્રશાળીની યાચના કરીને તેમા ચોમાસુ રહીશ, પરતુ જરા પણ તપસ્યા કરીશ નહી ' ષટ્રસ ભોજનનો આહાર કરતો ચાર મહિના સૂધી અભિગ્રહ લેઈને રહીશ" ત્યારે ગુરુયે ઉપયોગ દેઈ યોગ્ય જાણી તેને પણ રજા આપી

એમ તે ચારે મુનિયો ગુરુની રજા લેઇને

પોત પોતાના સ્થાનકે ગયા તે મુનિને ઘણાજ શીતળ તમજ તીવ્ર તપસ્યાવત દેખીને તે વનમા રહેલા સર્પ, સિહ અને અરહટ્ટના બેડુ પ્રમુખ સર્વ જીવો શાત થયા સ્થૂળભદ્રજી પણ કોશ્યાને ઘેર આવ્યા તેમને આવતા જોઇ કોશ્યા પણ હાથ જોડી સામી આવીને ઉભી રહી, મનમા વિચારવા લાગી કે, એમણે વ્રત તો લીધુ, પરતુ નિર્વાહ ન થયો માટે ઇહા આવ્યા છે એમ ચિતવીને કહેવા લાગી કે, "હે સ્વામિન્! આજ્ઞા કરો, હુકમ ફરમાવો તે હુ કરૂ ? આ શરીર, ધન, અને પરિવાર એ સર્વ તમારૂ છે' સ્થૂળભદ્રજી બોલ્યા "મને ચોમાસુ રહેવા માટે તમારી ચિત્રશાળા આપો" વેશ્યા બોલી "સ્વામી, સુખે રહો" એમ કહી વેશ્યાયે ચિત્રશાળા તૈયાર કરી, એટલે સ્થૂળભદ્રજી પણ જેમ કામના ઘરમા બળિયો થઇને ઘર્મ પેસે, તેમ ચિત્રશાળામા પેઠા

હવે તે વેશ્યા ષટરસ ભોજન મુનિને વહોરાવે, ત્યાર પછી સોળ શણગાર સજી મુનિને ડગાવવા આવે, પૂર્વના કામભોગ સભારીને નવનવા કામ વિલાસ જે પ્રમાણે કામશાસ્ત્રમા કહ્યા છે, તે પ્રમાણે કરે, તથાપિ તે મુનિરાજ જરા પણ ક્ષોભાયમાન થાય નહી ! એમ નિરતર ક્ષોભાવતા મુનિને તો ઉલટી ધ્યાનની ધારા વધતી ગઇ ! એવુ મુનિનુ નિર્વિકારીપણુ દેખીને વેશ્યા પગે લાગી એટલુ જ નહિ પણ સ્થૂળભદ્રજીની દૃઢતા દેખીને વેશ્યાયે શ્રાવિકાપણુ અગીકાર કર્યુ અને એવો અભિગ્રહ લીધો કે, કદાચિત્ રાજા કોઇની ઉપર સતુષ્ટ થઇને મહારે ઘેર મોકલે, તો તે પુરુષ મોકળો, પરતુ બીજો પુરુષ મ્હારે ન કલ્પે

હવે ચોમાસુ ઉતરે તે ત્રણે મુનિયો ગુરુ પાસે આવ્યા તેમા પ્રથમ સિહગુફાવાસી મુ-

નિને ગુરૂયે કહ્યુ “ અહો ! દુક્કરકારક” તમેં સુખેથી આવ્યા ? એમ કહી કાંઈક આસન ઉંચુ કર્યુ તેમ બીજા બે સાધુઓને પણ ગુરૂયે પૂર્વની પેઠે કહ્યુ પછી જ્યારે સ્થૂળભદ્ર મુનિ આવ્યા, ત્યારે ગુરૂ ઉભા થઇને બોલ્યા કે, “ અહો ! દુક્કરકાર ! ! દુક્કરકાર ! ! ! તમે સુખશાતાયે આવ્યા ? એવુ સાભળી પૂર્વના ત્રણે મુનિયો વિચારવા લાગ્યા કે, અહો ! એ મંત્રિ પુત્ર છે, માટે ગુરૂ એનુ કેટલુ બહુમાન કરે છે ? જે માટે ષટરસ ભોજન કરી લષ્ટ પુષ્ટ થકો આવ્યો, તને ગુરુ એટલા વાના કરે છે ? તથાપિ કાંઇ ફિકર નહી, એ સર્વ આ-વતે ચોમાસે જાણીશુ એમ ધારી અમર્ષ ધરતા આઠ માસ કાઢયા.

વળી ફરી ચોમાસુ આવ્યુ ત્યારે સિંહગુફા-વાસી મુનિ ગુરૂની પાસે આવી પ્રતિજ્ઞા કરવા લાગ્યા કે, “ હે ભગવન્ ! હુ કોશ્યા નામની

વેષ્યાને ઘેર ષટરસ ભોજનનો આહાર કરીને ચોમાસુ રહીશ" ત્યારે ગુરુએ જ્ઞાન ઉપયોગે વિચાર્યુ કે, એ સ્થૂલભદ્ર ઉપર ઇર્ષ્યા લાવીને બોલે છે, પણ એનાથી નિર્વાહ નહિ થાય ! એમ ચિંતવી ગુરુ બોલ્યા, "હે વત્સ ! એ અભિગ્રહ દુષ્કર દુષ્કર છે માટે ન કરો સ્થૂલભદ્રજી મેરુની પેઠે એ અભિગ્રહ પાળવાને સ્થિરતાવત હતા" ત્યારે તે મુનિ બોલ્યા કે, "મ્હારે દુષ્કર દુષ્કર કેમ કહો છો ? માટે એ તો હુ અવશ્ય કરીશ" ગુરુ બોલ્યા, "જો કરશો તો પૂર્વના તપનો ભગ થશે, જે માટે શક્તિ વિના ઘણો ભાર ઉપાડીએ, તો શરીર ભાગી પડે" તો પણ તે ગુરુના વચનનુ અપમાન કરી વેશ્યાને ઘેર ગયા

મુનિને આવતા જોઇ વેશ્યાએ વિચાર્યું કે, શ્રી સ્થૂળભદ્રજીની વાદાવાદે એ મહાત્મા આવ્યો છે, પણ એન મઆરમાઃપડતો ગખુ.

એમ વિચારી ઉઠીને પ્રણામ કર્યો. મુનિ
રહેવા માટે ચિત્રશાળા માગી. વેશ્યાએ પ
તે જગ્યા આપી મુનિ ત્યા રહ્યા. ષટર
આહાર ભોજન સામગ્રી વેશ્યાએ તૈયાર ક
તે ભોજન સાધુએ કર્યુ

હવે મધ્યાન સમયે તેની પરિક્ષા કર
સારૂ વેશ્યા સોળ શણગાર સજીને આવ
મુનિ તો દેખતા માત્રમાં જ ક્ષોભાયમાન થ
ગયા ! તેવી સ્ત્રી અને તેવું ભોજન, તે કો
વિકાર ન કરે ? તે સાધુ કામે વ્યાકૂળ થયે
થકો વેશ્યાને ભોગની પ્રાર્થના કરવા લાગ્યે
વેશ્યા બોલી " અમે તો ધન હોય તો વ
થઇએ. " મુનિ બોલ્યા " અમારી પા
દ્રવ્ય ક્યાથી ? " વેશ્યા બોલી "નેપાળ દેશન
ગજા મુનિને રત્નકબળ આપે છે, તે લાવો.
મુનિ પણ રત્નકબળને લેવા માટે નેપા
દેશમા ગયા ચોમાસાનો કાળ છે, માર્ગ

ત્રરા પાણી ઘણુ છે, તો પણ તે સાધુ જેમ
તરથી પોતાના વ્રતમા ખળાયા, તેમ બા-
થી પણ પગલે પગલે ખળાતા ચાલ્યા. એમ
'તા ત્યા રત્નકબળ પામ્યા. તેને વાસની
ાકડીમાં ગોપવી વાટે પાછા આવતાં ચોરની
ૠીમા એક સૂડો હતો તે બોલ્યો "લક્ષમા-
તિ" એટલે લક્ષ દ્રવ્ય આવે છે ત્યારે પ-
ાપતીએ કોઈ ચાડખો પુરુષ ઝાડ ઉપર
ઠો હતો તેને પૂછ્યુ કે, શુ આવે છે? તે
રુષ બોલ્યો, "એક ભિક્ષુક આવે છે"
ાવામા સાધુ ત્યા આવ્યો, તેને પલ્લીપતીએ
પાસી જોયો પણ કાઇ દીઠુ નહીં, ત્યારે
નિને મૂકી દીધો તે જોઈ વળી પખી બોલ્યો
લાખ જાય છે" તે સાભળી ફરીથી તે
લ્લીપતીએ સાધુને પકડીને પૂછ્યું કે, સાચુ
ોલ, અમારો પખી જૂઠુ બોલે નહી સા-
એ પણ જેવુ હતુ તેવું કહ્યુ. પલ્લીપતીએ
યા લાવી તેને જવા દીધો

અનુક્રમે ત્યા આવી વાસમાથી રત્નકબળ કાઢી વેશ્યાને આપી વેશ્યાયે લેઈ ખાળમા નાંખી દીધી મુનિ બોલ્યા "રે ભૂંડી ! ઘણા ક્લેશ ખમી હુ બહુ મૂલ્યની રત્નકબળ લાવ્યો, તેને તું અપવિત્ર કચરામા શું નાખી દે છે?" વેશ્યા બોલી, ."રે મૂઢ! તું રત્નકબળની સોચના કરે છે, પરતુ ગુણ રૂપ રત્નમય જે પોતાનો આત્મા, તે નરક રૂપ કચરામા પડે છે, તેને કેમ નથી સોચતો?" તે સાભળી મુનિને સવેગ આવ્યો ત્યારે કહેવા લાગ્યો કે, "હે કોશ્યા ! સસાર સમુદ્રમા પડતા તે મને રાખ્યો. હવે અતિચાર રૂપ કચરો શોધવા માટે હુ ગુરુ પાસે જઈશ હે નિષ્પાપ ! તને ધર્મલાભ થાઓ " કોશ્યા પણ કહેવા લાગી કે, "મે બ્રહ્મચારી થકા પણ તમને ખેદ પમાડયો, તે મને મિ'છામિદુક્કડ થાઓ. મે તમને પ્રતિબોધવા માટે એટલા

વાનાં કરયા, તે હે ઋષીશ્વર ! તમે ખમજ્યો હુવે ઉતાવળા ગુરુ પાસે જાઓ અને ગુરુનુ વચન અગીકાર કરો" મુનિ પણ તે વચન પ્રમાણ કરી શ્રી સભૂતિવિજય ગુરુ પાસે ગયા ત્યા પ્રાયાશ્ચત લેઇ તપ કરવા લાગ્યા ઇતિ ॥

सव्वग्गंथ विमुक्को,
सीईभूओ पसंतचित्तो अ ॥
जं पावइ मुत्ति सुह,
न चक्कवट्टीवि त लहई ॥ ४९ ॥

એમ સર્વ પ્રકારના ગ્રથથી વિશેષે મૂકાએલો, શીતળીભૂત થયો છે આત્મા જેનો અને પ્રશાત ચિત્તવાળો એવો પ્રાણી જે મુક્તિના સુખ પામે, તે સુખ ચક્રવાર્તિ પણ ન પામે

सेलंमि पडिअ-मप्पं,
जह न तरइ मच्छिआवि मोएऊ ॥

**तह विसयखेल पडिअं,**
**न तरइ अप्पंपि कामंधो ॥ ४६ ॥**

જેમ બળખામા પડેલી માખી (તેમાંથી) પોતાને મૂકાવા સમર્થ થતી નથી, એટલે તેમાથી નીકળી શકતી નથી, તેમ વિષય રૂપ ખેળમા પડેલો કામાધ જીવ પણ તેમાથી નીકળવા સમર્થ થતો નથી ॥૪૬॥

**जं लहइ वीयराओ,**
**सुक्खं तं मुणइ सुच्चिअ न अन्नो ॥**
**नवि गत्ता सूअरओ.**
**जाणइ सुरलोइअं सुक्खं ॥ ४७ ॥**

જેમ ખાડામા રહેલો સૂઅર દેવલોકના સુખને ન જાણે, તેમ જે સુખને વીતરાગ પામે, તે સુખને વીતરાગજ જાણે, પણ બીજો કોઇ (સંસારી જીવ) ન જાણે ॥ ૪૭ ॥

जं अज्जवि जीवाणं,
विसएसु दुहावहेसु पडिबंधो ॥
तं नज्जइ गुरुआणवि,
अलंघणिज्जो महामोहो ॥ ४८ ॥

જે કારણુ માટે હજી સૂધી પણ જીવોને દુ ખને ઉત્પન્ન કરનારા વિષયોમા પ્રતિબ ધ છે તે માટે એમ જ ણાય છે કે, મ્હોટાને પણ મહામોહ અલ ઘનીય છે ॥ ૪૮ ॥

जे कामंधा जीवा,
रमंति विसएसु ते विगयसंका ॥
जे पुण जिणवयण रया,
ते भीरु तेसु विरमंति ॥ ४९ ॥

જે કામભોગથી આધળા થએલા જીવો છે, તે શ કા રહિત થઇને વિષય સુખમા રમે છે અને જે જિનવચનમા રક્ત છે, તે

સંસારથી છુટીક પામીને વિષયથી વિરામ પામે છે ॥૪૯॥

( काव्यम् )

असुइ मुत्त मल पवाहरूवयं,
वंत पित्त वस मज्ज फोफसं ॥
मेअ मंस बहु हड्ड करंडयं,
चम्ममित्तं पच्छाइय जुवइ अंगयं ॥५०॥

અશુચી, મૂત્ર, વિષ્ટાના પ્રવાહ રૂપ, વમન, પિત્ત, વસા, નસો, ચરબી મજ્જા-હાડકામાનો ભૂકો, ફેફસા, મેદ, માસ તથા ઘણા હાડકાનો કરડીઓ અને માત્ર ચામડાથી જ ઢાકેલુ એવુ સ્ત્રીનુ શરીર છે ॥૫૦॥

मंसं इमं मुत्त पुरीस मीसं,
सिंघाण खेलाइ अ निज्झरं तँ ॥
एयं अणिच्चं किमिआण वासं,
पासं नराणं मइ बाहिराणं ॥ ५१ ॥

માસ, મૂત્ર અને વિષ્ટાથી મિશ્રિત, સિધાણુ-લીંટ અને બળખાથી ઝરતું, અનિત્ય, તમજ કૃમીયાઓનુ ઘર એવુ આ સ્રીનુ શરીર, તે અલ્પ બુદ્ધિવાળા પુરુષોને પાસ સમાન છે ॥ ૫૧ ॥

( आर्यावृत्तम् )

पासेण पंजरेण य,
बज्झंति चउप्पया य पख्खीई ॥
इय जुवइ पंजरेणं,
बद्धा पुरिसा किल्लिसंति ॥ ५२ ॥

જેમ પાસલે અને પાજરે કરીને બધાએલા જનાવરો તથા પક્ષીઓ કલેશ પામે છે, તેમ આ સ્રી રૂપી પાજરે કરીને બધાએલા પુરુષો પણ કલેશ પામે છે-દુ ખ પામે છે

( अनुष्टुबवृत्तम्. )

अहो मोहो महामल्लो, जेण अम्मारिसावि हु ॥
जाणंतावि अणिच्चत्तं, विरमंति न खणंपि हु॥५३

અહો ! મોહ રૂપ મલ્લ બહુજ મ્હોટો છે જેણે કરીને અમારા સરખા જીવો પણ (કામભોગને) અનિત્ય જાણતા છતા તેથી ક્ષણ માત્ર પણ વિરામ પામતા નથી ! ॥ ૫૩ ॥

( आर्यावृत्तम् )

जुवइहिं सह कुणंतो,
संसग्गि कुणइ सयल दुक्खेहिं ॥
नहि मुसगाणं संगो,
होइ सुहो सह बिलाडेहिं ॥ ५४ ॥

જેમ બિલાડીની સાથે સંસર્ગ કરતો સતો ઉંદર સુખી થતો નથી, તેમ સ્ત્રીની સાથે સંસર્ગ કરતો સતો પુરુષ પણ સર્વ દુ:ખના સંસર્ગને કરે છે અર્થાત્ અનેક દુ:ખને પામે છે

हरि हर चउराणण चंन्द
सूर खंदाइणोवि जे देवा ॥

नारीण किंकरत्तं,

कुणंति धिद्धी विसय तिन्हा ॥ ५५ ॥

વિષ્નુ, ઈશ્વર, બ્રહ્મા, ચંદ્ર, સૂર્ય અને કાર્ત્તિકસ્વામી વિગેરે જે કોઇ દેવો, તે સર્વે (માત્ર વિષયને માટે) સ્ત્રીનુ કિંકરપણુ કરે છે! માટે ધિક્કાર છે, ધિક્કાર છે વિષયની તૃષ્ણાને!!! ॥ ૫૫ ॥

( काव्यम् )

सीअं च उन्हं च सहंति मूढा,

इत्थिसु सत्ता अविवेअवंता ॥

इलाइपुत्तांव चयंति जाइं,

जीअं च नासंति अ रावणुव्व ॥ ५६ ॥

વિવેક વિનાના અને સ્ત્રીમા આસક્ત થએલા મૂર્ખ પુરુષો, ઇલાચી પુત્રની પેઠે પોતાની ઉત્તમ જાતિનો ત્યાગ કરીને ટાઢ અને તાપને સહન કરે છે. તમ જ રાવણની પેઠે જીવિતવ્યને પણ નાશ પમાડે છે. ॥ ૫૬ ॥

# ઇલાચીની કથા.

આ જંબુદ્વીપના ભરત ક્ષેત્રમા એલાવર્ધન નામે નગર હતુ તે નગરનો ધનદત્ત નામે વ્યવહારિયો હતો, તેની ધારણી નામની સ્ત્રીની કુખથી ઉત્પન્ન થએલો ઇલાચી નામે પુત્ર હતો તે પુત્ર સસાર સબધી સર્વ કળા ભણીને જોવન અવસ્થા પામ્યો

એકદા તે નગરમા કોઇ નાટકીઆ આવ્યા નાટકીઆઓએ નગરના લોકોને પોતાની કળા દેખાડવા માટે નાટક કરવુ શરૂ કર્યુ તેમા હજારો લોકો જોવાને મળ્યા ઈલાચી કુમર પણ તે વાતની ખબર પડવાથી નાટક જોવા ગયો નાટક કરવા આવેલા નાટકીઆની પુત્રી એવી તો સ્વરૂપવાન હતી કે, જાણે તે દેવાગના હશે ? કે રભા હશે ? કે સાક્ષાત્ ઈંદ્રાણી હશે ? કે અપ્સરા હશે ?

એવી તે પુત્રીને દેખી ઇલાચી કુમરને તેના ઉપર કામરાગ ઉત્પન્ન થયો તેથી મનમા વિચારવા લાગ્યો કે, "જો આ સ્ત્રી મળે તો જ મનુષ્ય જન્મ સફળ થાય ! નહિ તો જીવ્યુ તે નજીવ્યા જેવુ છે" તે સ્ત્રીનુ રૂપ, લાવણ્ય અને કળા દેખીને ઇલાચી કુમરના ચક્ષુ તૃપ્તિ પામ્યા નહી જ્ઞાની પુરુષો કહે છે કે, 'અહો ! સ્નેહ રાગ તેજ જીવને મ્હોટુ બધન છે' નાટક પૂર્ણ થએ જો કે ઇલાચીને ઘેર જવાની બિલકુલ મરજી નહોતી, તાથાપિ લોકલાજથી મિત્રને તેડી ઇલાચી પોતાને ઘેર ગયો, પરતુ જીવ ત્યાને ત્યા છે

હવે ઘેર આવી આમણુ દૂમણો થઇ ઘોડા બાધવાની શાળામા તૂટેલી ખાટમા સૂતો જમવા વખત પિતાએ બોલાવ્યો તો પણ બોલ્યો નહી છેવટ રીસાવાનુ કારણ પૂછતા ઇલાચીએ લાજ મૂકી ને જવાબ

આપ્યો કે "હે પિતા ! જો એ નાટકીઆની પુત્રી પરણાવશો તોજ હુ તમારા ઘરમાં રહિને અન્ન પાણી લઇશ, નહિ તો અન્ન પાણી લેવાના નિયમ છે" પિતાયે કહ્યુ "ઇલાચી, આવી અ ઘટિત વાત આપણાથી ન થાય, છતા જો ત્હારે પરણુવાનીજ મરજી હોય, તો ત્હારા સરખી અને ઘણી રૂપવાળી એવી એક તો નહિ પણ સાત સ્ત્રીઓ પરણાવું. પરતુ કુળમર્યાદા મૂકી આ નીચ ભિક્ષુકની પુત્રી પરણાય નહી અને એ અઘટિત વાત મ્હારાથી કહિ બને પણ નહિ"

તે સાભળી ઇલાચીએ ફરી તે વાત પિતાને ન કહેતા નાટકીઆને છાના તેડાવીને કહ્યુ "હે નાયક ! જો તમે તમારી પુત્રી મને પરણાવો, તો તમે માગો તેટલુ દ્રવ્ય આપુ" નાયકે કહ્યુ "હે શેઠ ! એ પુત્રી અમે વેચવા માટે લાવ્યા નથી. એ પુત્રી તો

અમારે અક્ષય નિધાન તુલ્ય છે-અને એને લીધે જ અમને આખા જગતમા લક્ષ્મી અને માન મળે છે છતા જો તમારા જેવા ગરિબ રાક-વાણીઆ સાથે અમારી પુત્રી પરણાવીએ, તો અમારૂ કૂળ લજવાય અને અમારી પુત્રી તમારા સગે વટલાય માટે સાહસિક અને કાયર, ભાત અને કુભાત એ કેમ ભેગા થાય ? તે કારણ માટે એ પુત્રી તો અમે અમારી નાતમાજ પરણાવીશુ ”

નાટકીઆના મુખથી એવી વાત સાભળી ઈલાચી વિચારમા પડયો કે, હવે આ સ્ત્રી કિયે પ્રકારે મળે ? તો પણ નાટકીઆને પૂછુ તો ખરો ! એમ વિચારી નાટકીઆને પૂછયુ કે, “ આ તમારી પુત્રી મને કોઇ પણ રીતે પરણાવશો ? ” નાટકીઆએ કહ્યુ, “ જો અમારી પુત્રીને પરણુવાની જ ઇચ્છા હોય, તો અમારી સાથે રહી નાટક સબધી સર્વ

કળા શીખી કોઇ મ્હોટા રાજાને રીઝવી ઘણુ ધન લાવીને અમારી નાતને જમાડો, તો અમારી પુત્રી તમને પરણાવીએ પછી તે પુત્રી સાથે તમે સસારિક સુખ ભોગવી અવતાર સફળ કરો ”

‘જ્ઞાની મહારાજ કહે છે કે, અહો ! અજ્ઞાની જીવને કર્મને વશે બુદ્ધિ પણ તેવી જ આવે છે ! ’ ‘અહો એક વિષયને માટે જ શેઠનો પુત્ર એવો આ ઈલાચી કુમર, તે નાટકીઆના વચન સાભળી માતા, પિતા, ઘર, બાર, કુટુબ પરિવાર અને કુળની પણ લજ્જા મૂકી છાનોમાનો રાત્રીએ નાટકીઆના ટોળામા ગયો ! ઉત્તમ કુળનો ત્યાગ કરી નીચ કુળ અગીકાર કર્યું ! ઉત્તમ વસ્ત્રો અને આભૂષણો કાઢી નાખી અર્ધી જાંઘ ઢકાય એવો કાચ ( કચ્છ ) પહેર્યો ! માથે વાસના ટોપલામા કૂકડા લીધા, એક હાથમા

બકરાં ગ્રહણ કર્યા, પૂઠે ટોપલી બાધી, આગળ વશ બાધ્યો અને બીજા હાથમા કાવડ લઇ ભીખ માગવા લાગ્યો ! ! ! એમ કરતા ઉદ્યમે કરી નાટક કરવાની સર્વ કળા શીખ્યો

હવે નાટકીઆએ ઇલાચીને કહ્યુ "તમે આ પુત્રીને સાથે લઇ બેનાતટ નગરે જાઓ અને ત્યાના રાજાને નાટકની કળા દેખાડી વશ્ય કરો, જેથી તે ઘણુ ધન આપશે તે ધન લઇને તમે વ્હેલા અહિ આવો પછી તે ધનથી અમારા કુટુબ પરિવારને જમાડી તમને અમારી પુત્ર પરણાવીશુ " ઇલાચી તે વાત કબુલ કરી તે પુત્રીને સાથે લેઇ બેનાતટ નગરમા જઇ રાજાને મળ્યો રાજાએ ઘણો આદર સત્કાર દીધો અને કહ્યુ કે, "હે નાયક ! મે તમારૂ નામ ઘણા દિવસથી સાભળ્યું છે માટે આજ એવુ નાટક કરો કે, કોઇ વખત મે તેવુ નાટક ન દીઠુ હોય.

જો સરસ નાટક કરી મ્હારૂ મન રીઝવશો, તો હુ તમને ઘણુ જ દ્રવ્ય આપીશ." તે સાભળી ઇલાચીએ નાટક કરવુ શરૂ કર્યું નાટક જોવા માટે નગરના હજારો સ્ત્રી પુરુષો, રાજા અને સઘળુ અતેઉર પણ આવ્યુ ઉલાચીએ પણ ઘણી જ ચતુરાઇથી નાટક કરવા માડયુ નીચે સોળ શણુગાર સજી નાટકીઆની પુત્રી ઉભી રહી ઢોલ વગાડે છે અને મનમાં વિચારે છે કે, ક્યારે આ મ્હારો પ્રીતમ નાટક કરીને હેઠો ઉતરે ?

વળી પણ નાટકણી મનમા વિચાર કરે છે કે, હે પ્રભો ! ફક્ત એ મ્હારે જ માટે મનોહર મહેલ મૂકી વશ ઉપર ચઢયો ! માતા પિતા પણ એણે મ્હારે જ માટે તજ્યાં ! જે દરરોજ અગણિત દાન દેતો હતો, તે આજ લાંબો હાથ કરીને ભિક્ષા માગે છે ! જે બહુ મૂલાં વસ્ત્ર પહેરતો

હતો, તે આજ કાચ પહેરીને નાચે છે ! જે હર રોજ નવનવી રસવતી જમતો હતો, તે આજ ઘરેઘર ભીખ માગે છે ! આ સર્વ એ ફક્ત મ્હારે જ માટે કરે છે. તે કારણ માટે હે પ્રભો ! એ નાટક કરીને ઉતરશે અને રાજા ઘણુ દાન આપશે, તો જ મ્હારા પિતા મને એની સાથે પરણાવશે માટે હે વિભો ! એની આશા સફળ થાઓ

હવે એવા સમયમા નાટકણીને જોઈ રાજા મનમા વિચાર કરે છે કે, અહો ! આ નાટકણીને તો વિધાતાયે પોતાને હાથે જ ઘડી જણાય છે ! શુ એનુ રૂપ, શુ એની લાવણ્યતા અને શુ તેની ચાલ ! વધારે શુ કહુ, આના જેવી બીજી સ્ત્રી જગતમા ભાગ્યે જ હશે ! માટે જો એ સ્ત્રી મ્હારે હાથ આવે, તો બીજી સર્વે રાણીયોનો ત્યાગ કરી એને જ પટરાણી કરૂ ! હે વિભો ! આ સ્ત્રી વિના

જે એક ઘડી જાય છે, તે મ્હારે વર્ષ જેવી છે ! આ સ્ત્રી મળવા માટે હુ કુળદેવીની પૂજા કરૂ કે, જેથી તે ઝટ મેળવી આપે અથવા જો એ નાટકીયો વશ ઉપરથી પડીને મરણ પામે, તો હાલ તગ્ત જ એને મ્હારી પ્રાણપ્યારી પટરાણી કરૂ એવામા ઇલાચી પણ રમતો અને હસતો દોર ઉપરથી ઉતરી રાજા પાસે આવીને નમસ્કાર કરી ઉભો રહ્યો રાજા વિના સર્વ લોકો નાટક જોઈ ઘણા જ ખુશી થયા, એટલુ જ નહિ પણ તેઓ વિચાર કરવા લાગ્યા કે આવુ નાટક એ ક્યા શીખ્યો હશે ? એમ આશ્ચર્ય પામ્યા દાન લેવા માટે પાસે ઉભેલા નાટકીયાને રાજાએ કહ્યુ કે, “હે નાયક ! તમે નાટક તો ઘણુ સરસ કર્યુ હશે, પણ હુ રાજ્ય સબધી વિચારમા હતો તેથી નાટક જોઈ શકયો નહી, માટે ફરી નાટક કરો કે જેથી તમને વછીત દાન

આપુ ” ઇલાચી પણ લોભને વશ બીજી વાર નાટક કરવા ચઢયો, પછી ઘણુ જ સરસ નાટક કરી રાજા પાસે આવી ઉભો રહ્યો અને પ્રણામ કરી દાન માગવા લાગ્યો રાજાએ મનમા વિચાર્યું કે, આ નાટકિયો તો ક્ષેમ કુશળે આવીને ઉભો રહ્યો અને મ્હારૂ ચિંતિત કામ તો થયુ નહી ! માટે એ નાટકણી હવે મ્હારે હાથ કિયે પ્રકારે આવે ? એમ વિચારી વળી રાજા બોલ્યો. “ હે નાયક તમે નાટક કર્યું પણ હુ કોઇ કામ સબંધી વિચારમા હતો, તેથી નાટક જોઈ શક્યો નહી, માટે હવે ત્રીજીવાર નાટક કરો ” રાજાના મુખથી એવી વાણી સાભળી લોકો મનમા દુ:ખ ધરવા લાગ્યા કે, અહો ! રાજા નાટકણીને દેખી કામાતુર થયો છે અને તેથી જ એણે વાર-વાર નાટક કરાવવાનો પ્રપચ ઉઠાવ્યો છે ! ધિક્કાર છે કામાતુર પુરૂષને ! કે, જે ઘણા

મનુષ્યો વચ્ચે પણ લાજ આબરૂ અને કાર્ય અકાર્યને ગણતા નથી.

રાજાની વાણી સાભળી નાટકિયાની પુત્રિ ઇલાચીને કહેવા લાગી કે, "હે પ્રાણાધાર ! હે જીવન ! હે વાલમ ! શુ હારીને બેઠા છો? થાઓ તૈયાર અને કરો નાટક આ ત્રીજી ફેરા ઘણુ જ સરસ નાટક કરી રાજાનુ મન રીઝવો અને તેમની પાસેથી દાન લ્યો જો દાન આપશે તો જ મ્હારી તમારી બન્નેની આશા પૂર્ણ થશે

ઇલાચી પણ નાટકણીના મોહથી હર્ષ સાહત ત્રીજી વાર નાટક કરવા વશ ઉપર ચઢયો, ચઢીને ઉત્તમ નાટક કરી હેઠો ઉતરી રાજાને નમ્યો રાજાએ કહ્યુ. "હે નાયક ! આ નાટક પણ હુ બરોબર જોઇ શકયો નથી માટે ચોથી વાર નાટક કરો. એ વાતા સાંભળી રાણીને ક્રોધ ચઢયો કે, જરૂર આ રાજા નાટ-

કણીથી મોહ પામ્યો છે તેથી આટલા વાનાં કરે છે ધિક્કાર ! ધિક્કાર !! એ રાજાને ! ઇલાચી ચોથી વાર નાટક કરવા ચઢયો નાટક કરી હેઠો ઉતરી રાજા પાસે આવીને ઉભો રહ્યો તો પણ રાજાએ દાન ન આપ્યુ અને કહ્યુ કે, “ હવે પાચમી વાર નાટક કરો આ વખતે હૂ તમને જરૂર દાન આપીશ ” તે વાર્ત્તા સાભળી નાટકણીએ ઇલાચીને કહ્યુ “ હે પ્રાણેશ ! શુ જોઇ રહ્યા છો ? ચઢો પાચમી વાર ને રાજાનુ મન રીઝવી દાન લ્યો ઇલાચી પણ પાચમી વાર ચઢયો, ત્યા વચ્ચોવચ વશ ઉપર જેવામા નિરાબાધપણે બેઠો છે, તેવામા તે જ નગરીમા ગૌચરી માટે ફરતા એવા એક મુનિને ધનપતિ શેઠના ઘરમા આવતા દીઠા. શેઠ તો બહાર ગયા છે, પણ તેની રૂપસુદરી નામે સ્ત્રી તે જાણે સાક્ષાત્ રભા જ હોય નહિ. ! એવી અદ્ભૂત રૂપવાન

તેમ જ જોવન અવસ્થાવાળી સોળ શણુગાર સજીને બારણે બેઠી છે, તેણીએ મુનિને આવતા જોઈ નમસ્કાર કર્યો અને થાળ ભરી મોદક વહોરવાની પ્રાર્થના કરી જો કે આ મુનિરાજ અને સ્ત્રી, એ બેઉ ચઢતે જોવને છે અને વળી તે બાઇ મુનિને અશનાદિક વહોરવાની વારવાર વિનતિ કરે છે, તથાપિ તે મુનિ નીચી નજરે રહી તે આહાર ગ્રહણ કરે છે

આવા મુનિ અને આવી સ્ત્રીને જોઈ ઇલાચી વંશ ઉપર વિચારવા લાગ્યો કે, અહો ! ધન્ય છે આ મુનિને કે, જે ઇદ્રાણી સરખી સ્ત્રી સામુ જરા પણ વિકારદૃષ્ટિથી જોતા નથી ! ધન્ય એમની સમતાને, ધન્ય એમના નિર્લોભીપણાને, ધન્ય એમના સાધુપણાના માર્ગને કે, કુળવતી અને સુવર્ણના જેવી કાયાવાળી એવી સ્ત્રીને જોઈ જરા પણ ડગતા નથી ! ! ! અહો ! આ જગત્મા એક એની

માયે એને જણ્યો અને મ્હારી માયે મને જણ્યો ? ક્યા શરશવ અને ક્યા મેરૂ ? ક્યા હુ અને ક્યા એ મુનિ ? અહો ! હું ઘણો જ ભારેકર્મી, કે ફક્ત આ નીચ નાટકણીને માટે મે કુળાચારનો તેમ ઉત્તમ વ્યવહારનો પણ ત્યાગ કર્યો ! એટલું જ નહિ પણ એ સ્રીના સગથી હુ આ વશ ઉપર ચઢયો ! જો કદાપિ આ સ્રીના ધ્યાનમા ને ધ્યાનમા હુ આ વખત મરણ પામું, તો નિશ્ચે મ્હારી નરક શિવાય બીજી ગતિ નથી અહો ! જુઓ તો ખરા ! આ રાજા પાસે દાન લેવાને માટે હુ અનેક ઉપાયો કરૂ છુ, તો પણ તે મોહને વશ પડવાથી દાન આપતો નથી, ને આ સ્રી મુનિને મોદક વહોરવા માટે વારવાર વિનંતી કરે છે, તથાપિ તે મુનિ લતા નથી ! માટે એ મુનિને સાબાશ છે. હે વિભો ! હું પણ આ મોહની જાળનો

ત્યાગ કરી એ મુનિ સરખો ક્યારે થઈશ ? ધન્ય તે વેળાને, ધન્ય તે ઘડીને અને ધન્ય તે દિવસને કે, જ્યારે હુ એ મુનિ સરખો નિર્લોભી થઇશ ! અહો ! મેં મોહને વશ થઈ વારંવાર નાટક કર્યા ! ! ! માટે ધિક્કાર છે મ્હારા આત્માને ! ધિક્કાર છે વિષય વિકારને ! ! નિશ્ચે આ સસારની માયા, કાયા અને પરિવાર એ સર્વ જૂઠો છે અહો ! મેં કૂડી રચનાયે કરી ઘણા જ કર્મ બાંધ્યાં, તે હું કિયે પ્રકારે છોડીશ ? માટે હે આત્મન્ ! હવે તો તે ખોટી માયા છોડી દઇ એક શ્રી જિનપ્રણીત ધર્મનું જ આરાધન કર એવી રીતે અનિત્યભાવના ભાવતા ઇલાચીને વશ ઉપર જ કેવળજ્ઞાન ઉપન્યું ! ત્યા દેવતાયે વશ ઉપર સિઘાસણ બનાવ્યું તેના ઉપર લોકાલોકના ભાવ જાણતો થકો બેઠો છે.

હવે આવી રીતનુ ઇલાચીનું સ્વરૂપ દે

ખીને રાજા મનમા વિચારવા લાગ્યો કે, ધન્ય છે આ ઇલાચીકુમરને ! કે, જે કેવળજ્ઞાન રૂપ ઉત્કૃષ્ટ નિધાન પામ્યા. અહો ! નાટકણીના માઠા ધ્યાનથી મે બ્હોળા પાપ બાંધ્યા અહો ! મે કુડો વ્યાપાર ચિતવ્યો, કૃષ્ણ-લેશ્યાયે કરી રૌદ્રધ્યાન ધ્યાયુ, અપકીર્ત્તિને પણ હિસાબમા ન ગણી, કુળની લાજ પણ ન ગણી, ફક્ત એક કામરાગને માટે જ મે આવા કર્મ બાંધ્યા ? વળી નરકની ખાણ, કપટની કોથળી અને મળ મૂત્રની ભડાર એવી સ્ત્રી ઉપર હુ શું મોહ પામ્યો ? માટે ધિક્કાર છે વિષયવિકારને ! હા ! હા ! ! મેં નરકના દળ મેળવ્યા, તે કિયે પ્રકારે છુટીશ ? એમ ચિતવતા રાજાને પણ કેવળજ્ઞાન ઉપન્યુ

હવે પટરાણી વિચારવા લાગી કે, જુઓ તો ખરા ! આ રાજાને મ્હારા સરખી પટ-રાણી હતી, તો પણ વિષયના વિકારથી નીચ

એવી નાટકણીથી મોહ પામ્યો ! અહો ! એ રાજા ફક્ત વિકારના ધ્યાનથી આ ભવ અને પરભવ હારી જાય છે ! પરંતુ હે આત્મન્ ! એ રાજાનો શો વાંક ? મોહકર્મના ઉદયથી હજારો પુરુષો સ્ત્રીથી છેતરાણા છે માટે માયાનો ફંદ મ્હોટો છે આજ્ઞાની જીવ મ્હારૂં મ્હારૂં કરે છે, પણ વિચારી જોતા કોઇ કોઇનું નથી કોનો રાજા ? ને કોની રાણી ? કોઇ કોઈનું નથી ધિક્કાર છે આ વિષય, મોહ અને સંસારને ! જે પુરુષો તેનાથી વિરક્ત થયા, તે જ સુખીયા થયા. માટે હવે તો જો સંયમ લઇએ તો જ કાર્યની સિદ્ધિ થાય એમ ધ્યાન ધ્યાતાં ગણીને પણ કેવળ જ્ઞાન ઉપન્યુ

હવે નાટકણી પણ વિચારવા લાગી કે ધિક્કાર છે વિષયના વિકારને કે, જેણે મ્હાં જ માટે માતા પિતાનો ત્યાગ કર્યો ! વળી

ધિક્કાર છે મ્હારી કાયાના રૂપને કે, જેથી રાજા પણ મોહ પામ્યો. માટે જે આ રૂપ છે તે જ મહા અનર્થનુ કરનારૂ છે ધન્ય છે તેવા પુરૂષોને કે, જે માયા મમતા મુકી દીક્ષા ગ્રહણ કરે છે, અહો ! મ્હારા રૂપથી ઇલાચી અને રાજા મોહ પામ્યા ! એ પાતકથી હુ કેમ છુટીશ ? એમ ઉભી ઉભી પશ્ચાતાપ કરતી પોતાના આત્માની નિંદા કરે છે, તેવામાં નાટકણીને પણ કેવનજ્ઞાન ઉપન્યુ.

આ સર્વેને શાસન દેવતાયે આવી વેષ આપ્યો અને કેવળ મહોત્સવ કર્યો અતે એ ચારે જીવો ( ઇલાચી, રાજા, પટરાણી અને નાટકણી ) કર્મ ખપાવી મોક્ષને વિષે ગયા

जलकव तरलं जीयं,
अथिरा लच्छीवि भंगुरो देहो ॥
तुच्छा य कामभोगा
निबंधणं दुक्ख लक्खाणं ॥ ५८ ।

જીવિતવ્ય જળના પરપોટા જેવું છે, લક્ષ્મી અસ્થિર છે, દેહ ક્ષણભંગુર છે તેમ જ કામભોગ તુચ્છ અને લાખોગમે દુઃખના કારણુ છે.

( काव्यम् )

नागो जहां पंक जलावसन्नो,
दठुं थलं नाभिसमेइ तीरं ॥
एवं जिआ कामगुणेसु गिद्धा,
सुधम्म मग्गे न रया हवंति ॥ ५८ ॥

જેમ હાથી કાદવવાળા જળમા ખુડયો સતો જો કે, સ્થળને દેખે છે, તથાપિ ત્યાથી કાઠે આવી શકતો નથી, તેમ કામગુણમાં ગૃદ્ધ થએલા જીવો પણ સુધર્મના માર્ગમા રક્ત થતા નથી ॥ ૫૮ ॥

( आर्यावृत्तम् )

जह विठपुंज खुत्तो,
कीमि सुहं मन्नए सयाकालं ॥

तह विसयासुइ रत्तो,
जीवोवि मुणइ सुहं मूढो ॥ ५९ ॥

જેમ વિષ્ટાના ઢગલામા ખૂતેલો કરમીયો (જો કે તેમા સદા કાળ દુખ છે, તથાપિ) તેમા સદાકાળ સુખ માને છે, તેમ વિષય રૂપ અશુચીમા રક્ત થએલો મુઢ જીવ પણ (વિષયમા) સુખ માને છે ॥ ૫૯ ॥

मयरहरोव जलेहि,
तहवि हु दुप्पुरओ इमे आया ॥
विसयामिसंमि गिद्धो,
भवे भवे वच्चइ न तत्तिं ॥ ६० ॥

જેમ પાણીએ કરી સમુદ્ર પૂરાવો દુષ્કર છે, તેમ વિષય રૂપ આમિષ (માસ) મા ગૃદ્ધ થએલો આ આત્મા પણ વિષયથી પૂરાવો દુષ્કર છે અને તેને લીધે જ તે ભવ ભવમા તૃપ્તિ પામતો નથી ॥ ૬૦ ॥

विसय विसट्टा जीवा,
उप्भड रूवाइएसु विविहेसु ॥
भव सयसहस्स दुलहं,
न मुणंति गयंपि निअ जम्मं ॥ ६१ ॥

વિષય રૂપ વિષથી પીડાએલા જીવો ઉદ્ભટ રૂપ આદિ દેઈ વિવિધ પ્રકારના રૂપથી પોતાનો ભવ ગમાવે છે, પરંતુ તેઓ લાખ ભવે પણ દુર્લભ એવો પોતાનો મનુષ્ય જન્મ વ્યર્થ જાય છે એમ નથી જાણતા ॥ ૬૧ ॥

चिट्ठंति विसय विवसा,
मुत्तं लज्जंपि केवि गयसंका ॥
न गणंति केवि मरणं,
विसयंकुस सल्लिया जीवा ॥ ६२ ॥

વિષય રૂપ અંકૂશે સાલ્યા એવા જીવો વિષયને વશ્ય થકા રહે છે, તથા મુકી છે લાજ જેમણે અને ગએલી છે શંકા જેમને એવા

કેટલાએક જીવો ( વિષયને માટે ) મરણુને પણ
નથી ગણુતા ॥ ૬૨ ॥

**विसय विसेणं जीवा,**

**जिणधम्मं हारिऊण हा नरयं ॥**

**वच्चंति छहा चित्त य,**

**निवारिओ बंभदत्त निवो ॥ ६३ ॥**

વિષય રૂપ વિષે કરીને જીવો જિનધર્મને હારીને હા ઇતિ ખેદે ! નરકમા જાય છે જેમ ચિત્ત મુનિયે પોતાના પૂર્વ ભવના ભાઇ બ્રહ્મદત્ત ચક્રવર્તિને વિષયથી નિવર્તવાને ઘણોએ વાર્યો, તથાપિ તેણે માન્યુ નહી તથી તે મનુષ્ય ભવ હારીને સાતમી નરકે ગયો ॥ ૬૩ ॥

**धिद्धी नाण नराणं,**

**जे जिणवयणामयंपि मूत्तूणं ॥**

**चउगइ विडंबण करं,**

**पियंति विसयासवं घोरं ॥ ६४ ॥**

ધિક્કાર થાઓ ! ધિક્કાર થાઓ ! તેવા પુરુષોને કે, જે જિન વચન રૂપ અમૃતને મુકીને ચારે ગતિની વિટંબના કરાવનાર વિષય રૂપ ઘોર મદિરાને પીએ છે !!! ॥ ૬૪ ॥

मरणेवि दीण वयणं,
माणधरा जे नरा न जंपंति ॥
तेवि हु कुणंति लल्लिं,
बालाणं नेह गह गहिला ॥ ६५ ॥

માનને ધારણ કરનારા જે પુરૂષો મરણ આવે સતે પણ દીન વચન નહોતા બોલતા તે જ પુરૂષો સ્ત્રીયોના સ્નેહ રૂપ ગ્રહથી ઘેલા થઈને દીન વચનો બોલે છે ॥ ૬૫ ॥

सक्कोवि नेव खंडइ,
माहप्प मडुप्फुरं जए जेसिं ॥
तेवि नरा नारीहिं,
कराविआ निय य दासत्तं ॥ ६६ ॥

આ જગતમા જે પુરુષોના મહાત્મ્ય અને મહિમાને શકેદ્ર પણ ન ખડન કરી શકે, તેવા પુરૂષોની પાસે પણ સ્ત્રીઓએ પોતાનુ દાસપણ કરાવ્યુ ॥ ૬૬ ॥

जउ नंदणो महप्पा,
जिणभाया वयधरो चरम देहो ॥
रहनेमी राइमइ,
रायमइ कासि ही विसया ॥ ६७ ॥

ધિક્કાર થાઓ વિષયોને ! કે, યાદવના પુત્ર મ્હોટા છે આત્મા જનો, નેમિનાથ જિનરાજના ભાઇ, ચાર મહાવ્રત ધારક અને ચરમ શરીરી એવા રથનેમીએ પણ રાજીમતી સાથે રાગમતી કરી ॥ ૬૭ ॥

मयण पवणेण जइता-
रिसावि सुरसेल निच्चला चलिया ॥

ता पक्कपत्त सत्ता-ण
इयर सत्ताण का वत्ता ॥ ६८ ॥

જો કે મદન રૂપ પવનથી મેરૂપર્વત સરખા નિશ્ચળ મુનિયો ચળી ગયા, તો પાકા પાન જેવા સત્વવાળા બીજા જીવોની શી વાત ? ।। ૬૮ ।।

जिप्पंति सुहेणं चिय,
हरि करि सप्पाइणो महाकूरा ॥
इक्कच्चिय दुज्जेयो,
कामो कय सिवसुह विरामो ॥ ६९ ॥

સિંહ, હાથી અને સર્પાદીક મહા ક્રૂર જીવોને પણ સુખેથી જીતાય, પરંતુ કર્યો છે મોક્ષના સુખથી વિરામ જેણે એવો એક કામ જીતવો દુર્જય છે ।। ૬૯ ।।

विसमा विसय पिवासा,
अणाइ भव भावणाइ जीवाणं ॥

अइ दुज्जेयाणी इन्दियाणि
तह चंचलं चित्तं ॥ ७० ॥

જીવોને વિષમ એવા વિષયની તૃષા અનાદિની સંસારની ભાવના છે ઇંદ્રિયો અતિ દુર્જય છે તેમ ચિત્ત પણ ચંચળ છે ॥ ૭૦ ॥

कलिमल अरइ अ भुक्खी,
वाही दाहाइ विविह असुहाइं॥
मरणंपि य विरहाइसु,
संपज्जइ कामतवियाणं ॥ ७१ ॥

કામથી તપેલા જીવોને કલિમલ, અરતિ, ભૂખ, દાહાદિક વ્યાધિ, વિવિધ પ્રકારના દુઃખ, પ્રિયજનનો વિયોગ અને મરણ પણ થાય છે

( काव्यम् )

पंचिंदिय विसय पसंगरेसि,
मण वयण काय नवि संवरेसि॥

तं वाहिसि कत्तिय गलपएसि,

झं अट्ठकम्मं नवि निज्जरेसि ॥ ७२ ॥

જે પ્રાણી પચેદ્રિયના વિષય પ્રસગને માટે મન, વચન અને કાયાને નથી સવરતો, તથા જ્ઞાનાવરણાદિ આઠ કર્મોને નથી નિર્જરતો, તે પ્રાણી પોતાના ગળ પ્રદેશમા—ગળાની જગ્યાએ કાતર વાહે છે ॥ ૭૨ ॥

किं तुमंधोसि किवासि धत्तूरिओ,

अहव कि सन्निवाएण आऊरिओ ॥

अमय सम धम्म जं विसव अवमन्नसे,

विसय विस विसम अमियंव बहु मन्नसे॥७३॥

હે ! જીવ શુ તુ આધળો છે ? શુ તે ધતુરો ખાધો છે ? અથવા શુ તુ સન્નિપાત રોગે વીટાએલો છુ ? કે, જે કારણુ માટે અમૃત સમાન જિનધર્મને વિષની પેઠે અવગણે છે ? અને વિષમ એવા વિષયરૂપ વિષને અમૃતની પેઠે બહુ માને છે. ॥ ૭૩ ॥

तुज्ज तुह नाणा विन्नाण गुणडंबरो,
जलण जालासु निवडंतु जिअ निब्भरो ॥
पयइ वामेसु कामेसु जं रज्जसे,
जेहि पुण पुणवि निरयानले पच्चसे ॥७४॥

હે જીવ ! ત્હારૂ જ્ઞાન, વિજ્ઞાન અને ગુણનો આડંબર, તે સર્વે નિરંતર અગ્નિની જ્વાળામા પડો, જે કારણ માટે પ્રકૃતિયે વાંકા એવા કામભોગમા રાચે છે, જેથી તુ ફરી ફરીને નરકમા રહેલી આગ્નની જ્વાળામાં પચીસ ॥ ૭૪ ॥

दहइ गोसीस सिरिखंड छारकए,
छगल गहणट्ठ–मेरावणं विक्कए ॥
कप्पतरु तोडि एरंड सो वावए,
जुज्झि विसएहि मणुअत्तणं हारए ॥७५॥

જે પ્રાણી અલ્પ એવા વિષયસુખને માટે મનુષ્યપણાને હારે છે તે પ્રાણી રાખને માટે

ગોશીર્ષચંદન અને સુખડને બાળે છે બોકડો ગ્રહણ કરવા માટે ઐરાવતના હસ્તિને વેચે છે અને કલ્પવૃક્ષને ઉખેડી નાખી એરંડાને વાવે છે । ॥ ૭૫ ॥

अधुवं जीवियं नच्चा,
सिद्धिमग्गं वियाणिया ॥
विणिअट्टिज्ज भोगेसु,
आऊ परिमिअ-मप्पणो ॥ ७६ ॥

જીવિતવ્યને અશાશ્વત જાણીને, મોક્ષ માર્ગના સુખને શાશ્વત જાણીને અને આઉખું અપરિમિત-પ્રમાણ વિનાનુ જાણીને ભોગથી વિશેષ નિવર્ત્તવુ, ॥ ૭૬ ॥

( आर्यावृत्तम )

सिवमग्ग संठिआणवि,
जह दुज्जेया जियाण पण विसया ॥
तह अन्नं किंपि जए,
दुज्जेयं नत्थि सयलेवि ॥ ७८ ॥

જેમ મોક્ષમાર્ગમા રહેલા જીવોને પણ પાંચ વિષયો દુર્જય છે, તેમ સર્વ જગત્મા બીજું કોઈ પણ દુર્જય નથી, ॥ ૭૭ ॥

सविडंकुप्भड रूवा,
दिट्ठा मोहेइ जा मणं इत्थी ॥
आय हियं चिंतंता,
दूरयरेणं परिहरंति ॥ ७८ ॥

વિકાર સહિત મનોહર રૂપવાળી એવી જે સ્રી, તે દીઠી સતી મનને મોહિત કરે છે તે કારણ માટે પોતાના આત્માનુ હિત ચિંતવનાર પુરુષ તેવી સ્રીને દૂરથી જ ત્યાગ કરે છે, ॥ ૭૮ ॥

सच्चं सुअंपि सीलं,
विन्नाणं तह तवंपि वेरग्गं ॥
वच्चइ खणेण सव्वं,
विसय विसेणं जईणंपि ॥ ७९ ॥

સત્ય, શ્રુત, શીળ, વિજ્ઞાન, તપ તેમ જ વૈરાગ્ય, એ સર્વ મુનિના પણ વિષય રૂપ વિષથી ક્ષણમાત્રમા જતા રહે છે ॥ ૭૯ ॥

**रे जीव समइविगप्पिय,**
**निमेस सुह लालसो कहं मूढं ॥**
**सासय सुह मसमतमं,**
**हारिसि ससि सोअरंच जसं ॥ ८० ॥**

રે જીવ! પોતાની મતિયે કલ્પેલા અને નિમેષ માત્ર—આખ મીંચીને ઉઘાડીએ એટલી વાર સુખને આપનારા એવા વિષય સુખની લાલચમા પડીને હે મૂઢ! ચદ્રમા સમાન ઉજ્વળ જશવાળા અને જેના સમાન જગતમાં બીજુ સુખ નથી એવા શાશ્વત સુખને તું કેમ હારી જાય છે? ॥ ૮૦ ॥

**पज्जलिओ विसय अग्गी,**
**चरित्त सारं डहिज्ज कसिणंपि ॥**

सम्मत्तंपि विराहिय,
अणंतसंसारियं कुज्जा ॥ ८१ ॥

વિષય રૂપ અગ્ની પ્રજળ્યો સતો સમસ્ત ચારિત્રના સારને બાળે છે અને સમક્તિને વિરાધીને અનંતસંસારીપણાને કરે છે- ॥ ૮૧ ॥

भीसण भव कंतारे,
विसमा जीवाण विसय तिन्हाओ ॥
जाए नडिया चउद-
सपुव्विवि रुलंति हु निगोए ॥ ८२ ॥

બિહામણી ભવ અટવીમા જીવોને વિષયની તૃષ્ણા વિષમ-દુ ખ દાઈ છે જે તૃષ્ણાએ નડાએલા ચૌદપૂર્વિઓ પણ નિગોદમા રુળે છે।

हा विसमा हा विसमा,
विसया जीवाण जेहिं पडिबंधा ॥
हिंडंति भवसमुद्दे,
अणंतदुक्खाइ पावंता ॥ ८३ ॥

હા ! હા ! વિષમ ! વિષમ એવા વિષયોથી જે જીવો પ્રતિબંધ થએલા છે, તેઓ અનંત દુખને પામતા થકા ભવ સમુદ્રમાં હીંડે છે ॥ ૮૩ ॥

मा इंदजाल चवला,
विसया जीवाण विज्जुतेअ समा ॥
खणदिठ्ठा खणनठ्ठा,
ता तेसिं को हु पडिबंधो ॥ ८४ ॥

માયાવી ઇંદ્રજાળ જેવા, ચપળ અને વીજળીના તેજ—ઝબકારા સમાન એવા વિષયો જીવોને ક્ષણમાં દેખાય છે અને ક્ષણમાં નાશ પામે છે, તો તેવા વિષયોમાં શો પ્રતિબંધ કરવો ? ॥ ૮૪ ॥

सत्तु विसं पिसाओ,
वेआलो दुअवहोवि पज्जलिओ ॥

तं न कुणइ जं कुविया,
कुणंति रागाइणो देहो ॥ ८५ ॥

શત્રુ, વિષ, પિસાચ, વેતાલ અને પ્રજ્વલિત થએલો અગ્નિ, તે સર્વે કોપ્યા થકા જે દુઃખ નથી કરતા, તે દુઃખ દેહને વિષે રાગાદિક કરે છે. ॥ ૮૫ ॥

जो रागाइण वसे,
वसंमि सो सयल दुक्खलक्खाणं ॥
जस्स वसे रागाइ,
तस्स वसे सयल सुक्खाइं ॥ ८६ ॥

જે જીવો રાગાદિકને વશ્ય છે, તે સર્વ પ્રકારના લાખો દુઃખને વશ્ય છે અને જેના વશગમા રાગાદિક છે અર્થાત્ જેણે રાગાદિકને પોતાને વશ્ય કરયા છે, તેના વશ્યમા સર્વ પ્રકારના સુખ છે, ॥ ૮૬ ॥

केवल दुहनिम्मविए,
पडियो संसारसायरे जीवो ॥
जं अणुहवइ किलेसो,
तं आसव हेउअं सव्वं ॥ ८७ ॥

આ જીવ કેવળ દુખે નિપજાવેલા સસાર સમુદ્રમા પડયો છે અને ત્યા જે કલેશને-દુઃખને અનુભવે છે, તે સર્વ આશ્રવના કારણુ છે. ૮૭

ही संसारे विहिणा,
महिला रूवेण मंडिअं जालं ॥
बज्झंति जत्थ मूढा,
मणुआ तिरिआ सुरा असुरा ॥ ८८ ॥

હી ઇતિ ખેદે ! આ સસારમા સ્ત્રીના રૂપે કરી વિધાતાએ જાળ માડી છે, જે જાળમા મૂઢ એવા મનુષ્યો, તિર્યંચો, સુરો અને અસુરો બધાય છે ! ॥ ૮૮ ॥

विसमा विसय भुअंगा,
जेहिं डसिआ जिआ भववणंमि ॥
कीसंती दुहग्गीहिं,
चुलसीइं जोणि लक्खेसु ॥ ८९ ॥

ભવ રૂપી વનમા અર્થાત્ સસાર રૂપી વનમાં રખડતા એવા જે જીવોને વિષમ એવા વિષય રૂપ સર્પો ડશા, તે જીવો દુખ રૂપ અગ્નિયે દુખ પામતા થકા ચોરાશીલાખ જીવાજોનિમા ક્લેશ પામે છે. ॥ ૮૯ ॥

संसार चार गिम्हे,
विसय कुवाएण लुक्किया जीवा ॥
हिय-महियं अ मुणंता,
अणुहवइ अणंतदुक्खाई ॥ ९० ॥

સસારના માર્ગરૂપ ગ્રિષ્મકાળમા વિષય રૂપ નઠારા વાયરે કરી સૂકાએલા જીવો હિત

અહિતને ન જાણુતા થકા અનત દુઃખોને અનુભવે છે. ॥ ૯૦ ॥

हा हा दुरंत दुट्ठा,
विसय तुरंगा कुसिक्खिया लोए ॥
भीसण भवाडवीए,
पाडंति जिआण मुद्धाणं ॥ ९१ ॥

હા ! હા ! આ સસાર રૂપ લોકમા દુખે કરી અત છે જેનો, દુષ્ટ અને વિપરીત શીખવેલા એવા વિષય રૂપ ઘોડાઓ મુગ્ધ જીવોને ભયકર એવી ભવ રૂપ અટવીમા પાડે છે.

विसय पिवासा तत्ता,
रत्ता नारीसु पंकिल सरंमि ॥
दुहिया दीणा खीणा,
रुलंति जीवा भववणंमि ॥ ९२ ॥

વિષય રૂપ તૃષાથી તપેલા અને સ્રીમાં રક્ત થયેલા જીવો ભવરૂપી વનમા સ્રી રૂપ

કાદવવાળા સરોવરમા દુ ખીયા, દીન અને ક્ષીણ થયા સતા રુળે છે ॥ ૯૨ ॥

गुणकारियाइ धणियं,
धिइ रज्जु निअंतिआइ तुह जीवा ॥
नियया‌इ इंदियाइं,
वल्लि निअत्ता तुरंगुव्व ॥ ९३ ॥

હે જીવ ' ધિરજ રૂપ દોરડાથી વશ્ય રાખેલી પોતાની ઇંદ્રિયો લગામમા વશ્ય રાખેલા ઘોડાની પેઠે અતિશે ફાયદાકારક છે

मण वयण काय जोगा,
सुनिअत्ता तेवि गुणकराहुंति ॥
अनिअत्ता पुण भंजति,
मत्त करिणुव्व शीलव्वणं ॥ ९४ ॥

મન, વચન અને કાયાના જોગ વશ્ય કરયા સતા તે પણ ગુણકારી થાય છે અને નહિ વશ્ય કર્યા સતા મદોન્મત્ત હસ્તિની પેઠે શીળ રૂપ વનને ભાગે છે. ॥ ૯૪ ॥

जह जह दोसा विरमइ,

जह जह विसएहि होइ वेरग्गं ॥

तह तह विन्नयव्वं,

आसन्नं से य परमपयं ॥ ९५ ॥

જેમ જેમ દોષો વિરામ પામે છે અને જેમ જેમ વિષયથી વૈરાગ્ય થાય છે, તેમ તેમ જાણવું કે, તેને પરમપદ–મોક્ષ–ઢુકડુ થાય છે

दुक्कर-मेएहि कयं,

जेहि समत्थेहि जुव्वणत्थेहि ॥

भग्गं इंदिय सिन्नं,

धिइ पायारं विलग्गेहि ॥ ९६ ॥

જે પુરૂષ પોતાના સામર્થ્યપણાથી જોવન અવસ્થામા ઇદ્રિય રૂપ સૈન્યને ભાગીને ધિરજ રૂપ પ્રકાર–ગઢને વળગ્યા, તે પુરુષે દુષ્કર કામ કર્યું એમ જાણવુ. ॥ ૯૬ ॥

ते धन्ना ताण नमो,

दासोऽहं ताण संजमधराणं मे

अद्धच्छि पच्छिराओ,

जाण न हियए खडकंति ॥ ९७ ॥

તેજ પુરુષોને ધન્ય છે, તેમને જ અમે નમસ્કાર કરીએ છીએ અને તે જ સંયમ ધારીના અમે દાસ છીએ કે, જે પુરૂષોના હૃદયમા અર્ધિ આંખે જોનારી અર્થાત્ કટાક્ષ નેત્રે જોનારી સ્ત્રી ખટકતી નથી ॥ ૯૭ ॥

किं बहुणा जइ वंछसि,

जीव तुमं सासयं सुहं अरुहं ॥

ता पियसु विसव त्रिमुहो,

संवेग रसायणं निच्चं ॥ ९८ ॥

વધારે કહેવાથી શું ! હે જીવ ! જો તું નિરોગ એવા શાશ્વત સુખને વાછતો હોય તો વિષયથી વિમુખ થા અને નિરંતર સંવેગ રસાયણને પી

॥ इति श्री इंद्रियपराजयशतक समाप्तम् ॥



# શ્રી ઠાણાંગ સૂત્રના ચોથા અધ્યયનમાં સાતસેં ચોભંગીઓમાંથી નમૂનો.

---

## ચાર પ્રકારના દોષ જોનાર.

૧ એક પોતાનો દોષ દેખે છે, પણ પારકો દોષ દેખતો નથી, કેમકે તે પોતાના દોષનો પશ્ચાત્તાપ કરવાના કામમા રોકાએલ છે

૨ એક પારકો દોષ દેખે છે, પણ પોતાનો દોષ નથી દેખતો તે અભીમાની

૩ એક પોતાનો દોષ દેખે છે, અને પારકો પણ દોષ દેખે છે, તે પાપના પસ્તાવા વિનાનો માણસ

૪ એક પોતાનો દોષ પણ નથી દેખતો અને પારકો દોષ પણ નથી દેખતો તે મૂઢ—અજ્ઞાની

## વિનય માટે ચાર પ્રકારના સાધુ.

૧ એક સાધુ મોટા સાધુને આવતા

દેખીને ઉઠી ઉભો થાય, પણ બીજા સાધુને ઉઠી ઉભા થવાનુ કહે નહિ, કેમકે સૌથી ન્હાનો છે માટે

૨ એક સાધુ પોતે ઉઠી ઉભા ન થાય પણ બીજાને ઉઠી ઉભા થવાની આજ્ઞા કરે, તે સૌથી મોટા આચાર્ય છે માટે

૩ એક પોતે ઉઠી ઉભા થાય અને બીજાને ઉઠી ઉભા થવાની આજ્ઞા કરે, તે દીક્ષાએ સરખા છે માટે

૪ એક પોતે ઉઠી ઉભા ન થાય અને બીજાને ઉઠી ઉભા થવાની આજ્ઞા પણ આપે નહિ તે જિનકલ્પી અથવા મૂઢ અવનિત

## સ્ત્રીઓનો ચાર પ્રકારનો આચાર.

૧ એક સ્ત્રીએ ઇંદ્રિઓના વિષય-વિકારને ગોપવ્યા છે અને વસ્ત્ર પણ મર્યાદાથી પહેર્યાં છે તે સતી અથવા પતિવ્રતા.

૨ એક સ્ત્રીએ વિષય-વિકાર મોકળા

રાખ્યા છે, પણ વસ્ત્રે કરી સહિત છે તે રખ-ઢેલ અથવા વ્યાભચારિણી.

૩ એક સ્ત્રીએ ઇદ્રિયોના વિષય–વિકાર જીત્યા છે ચણ વસ્ત્ર કરીને ગહિત ( નગ્ન ) છે, તે ગુફામા રાજેમતીની પેરે

૪ એક સ્ત્રીના ઈદ્રિઓના વિષય–વિકાર મોકળા છે અને શરીર ઉપર વસ્ત્ર પણ નથી તે વેષ્યા, નગ્નપણે છબી પડાવનારી

### દુઃખ ભોગવવાના ચાર પ્રકાર

૧ આ ભવના કરેલા પાપ, તેનુ દુ ખ આ ભવે ભોગવે, તે ચોરી કરનાર જેમ કેદમા દુ ખ ભોગવે તેમ

૨ આ ભવે પાપ કરી પરભવે દુ.ખ ભોગવે તે કાળસુરીઆ કસાઈની પેરે.

૩ પરભવનુ કરેલું પાપ, તેનુ ફળ આ ભવે ભોગવે તે મૃગાલોઢીઆની પેરે

૪. પરભવનું કરેલુ પાપ, પરભવે ભો-

ગવે તે જેમકે પરભવે પાપ કર્યું છે તેના ઉદયથી આ ભવે હીસક જીવ–બીલાડી, વાઘ પ્રમુખ, હીસા કરી નરકમા દુઃખ ભોગવવા જાય તે અથવા તદુલ મચ્છ જેમકે કોઈ જીવ એકેક નારકીમા બબે વખત જવાનુ પાપ કરી સાતમી નરકે ગયો, ત્યાથી નીકળી તદુલ મચ્છનો ભવ કરી સાતમી નરકે જાય તે પરભવનુ કરેલુ પરભવે ભોગવે છે

પુણ્ય ભોગવવાના ચાર પ્રકાર

૧ આ ભવે પુણ્ય કરે અને આ ભવે ભોગવે જેમ તીર્થંકરને દાન આપવાથી સાડા-બાર ક્રોડ સોનૈયાની પ્રાપ્ત થાય તેમ

૨ આ ભવે પુણ્ય કરી પરભવે ભોગવે તે શુદ્ધ સાધુ જેમ આ ભવે તપ, સયમ પાળી પરભવે દેવલોક તથા મોક્ષના સુખ ભોગવે તેમ

૩ પરભવે પુણ્ય કરી આ ભવે ભોગવે

તે સુમુખ ગાથાપતિ જેમ સુદત્ત અણુગારને દાન દઇ સુબાહુકુમાર થયા તેમ અથવા સસલાની દયા પાળી મેઘકુમાર થયા તેમ

૪ પરભવનુ કરેલું પુણ્ય પરભવે ભોગવે તે જેમ મનુષ્યભવે વીસ સ્થાનક સેવી તીર્થંકરપણું ઉપરાજી, દેવલોકમાં જઇ, મનુષ્યપણું પામી તીર્થંકરની પદવી ભોગવે તે પરભવનુ કરેલુ પુણ્ય પરભવે ભોગવ્યું

## ચાર પ્રકારના તારનાર સાધુ

૧ એક પોતાના ભવનો અત કરે છે પણ બીજાના ભવનો અત કરાવતા નથી તે પડીમાધારી જિનકલ્પી ઉપદેશ કરતા નથી માટે

૨ એક સાધુ બીજાના ભવનો અત કરાવે, એટલે મોક્ષનો રસ્તો દેખાડવે કરી, પણ પોતાના ભવનો અત કરે નહિ તે અચરમ શરીરી માટે આ ભવે મોક્ષ નથી જવું

૩ એક પોતાના ભવનો અંત કરે છે ને બીજાના ભવનો અંત કરાવે તે તીર્થંકરની પેરે

૪ એક પોતાના ભવનો અંત કરતા નથી ને બીજાના ભવનો પણ અંત કરાવતા નથી તે પાંચમા આરાના આચાર્ય પ્રમુખ તેમને ફક્ત બે ચારિત્ર લાભે છે જથાખ્યાત ચારિત્ર વિના મોક્ષ નથી માટે

## દાન, પરોપકાર કરવા માટે ચાર પ્રકારના મેઘરૂપ પુરૂષ.

૧ એક મેઘ ગાજે છે પણ વરસતો નથી, તેમ એક પુરૂષ દાન, પરોપકાર કરવાનુ કહે છે પણ કરતો નથી તે લબાડ જેવો.

૨ એક મેઘ વરસે છે પણ ગાજતો નથી, તેમ એક પુરૂષદાન પરોપકાર કરે છે પણ કહેતો નથી તે પરોપકારી

૩ એક મેઘ વરસે છે અને ગાજે છે,

તેમ એક પુરૂષ દાનાદિ કરે છે અને કહી દેખાડે છે તે અભિમાની

૪ એક મેઘ વરસતો નથી ને ગાજતો પણ નથી, તેમ એક પુરુષ દાનાદિ દેતો નથી અને કહેતો પણ નથી તે લોભીઓ

## (૨) ચાર પ્રકારના મેઘરૂપ પુરૂષ.

૧. એક મેઘ ચોમાસાની ઋતુએ વરસે પણ બીજી ઋતુએ ન વરસે તેમ એક પુરૂષ દુકાળ જેવા વખતે દાન કરે છે, પણ સુકાળ વખતે દાન કરતો નથી

૨ એક મેઘ બીજી ઋતુએ વરસે પણ ચોમાસામા ન વરસે, તેમ એક પુરૂષ સુકાળ-મા દાન કરે છે પણ દુકાળમા કરતો નથી

૩ એક મેઘ સર્વ ઋતુમા વરસે, તેમ એક પુરૂષ સુકાળ દુકાળ બન્ને વખતમા દાન કરે છે તે સાચો દાતાર

૪ એક મેઘ કોઇ પણ ઋતુમા વરસે

નહિ, તે દુષ્કાળ તેમ એક પુરૂષ પોતાના પેટ સિવાય કોઇને દાન દેતો નથી તે કૃપણ

(૩) ચાર પ્રકારના મેઘરૂપ પુરૂષ

૧, એક મેઘ ખેતરમા વરસે છે પણ ઉખર ખરાબ જમીનમા વરસતો નથી, તેમ એક પુરૂષ પાત્રને દાન દે છે પણ કુપાત્રને દાન દેતો નથી તે મોઢુ જોઇને ચાલ્લો કરનાર

૨ એક મેઘ ઉખર જમીનમા વરસે છે પણ ખેતરમા વરસતો નથી, તેમ એક પુરૂષ કુપાત્રને દાન દે છે પણ સુપાત્રને દેતો નથી તે મિથ્યાત્વી

૩ એક મેઘ ખેતરમા પણ વરસે છે ને ઉખર જમીનમા પણ વરસે છે તે સાચો મેઘ તેમ એક પુરૂષ સુપાત્ર અને કુપાત્ર બન્નેને દાન દે છે તે સાચો દાતાર જેમ તીર્થંકર વરસીદાન દે છે તેમ

૪ એક ખેતરમા કે ઉખર જમીનમા

ક્યાંઈ પણ વરસતો નથી તે ઠાલાં વાદળાં તેમ એક પુરૂષ કોઈને પણ દાન દેતો નથી તે અંતરાય કર્મવાળો લોભીષ્ટ

**ચાર પ્રકારના કરંડીયા (વસ્તુ મુકવાનો પટારો.)**

૧ ચંડાળનો કરંડીયો જેમા ચામડા કાપવાની રાપી, છરપલો વિગેરે અસાર હથીયાર રહે

૨ વેશ્યાનો કરંડીયો જેમા લાખે ભરેલા આભરણ અથવા ઢોળ ચઢાવેલા શોભા આપનાર, માત્ર દેખાવ રૂપ દાગીના રહે.

૩ શાહુકારનો કરંડીયો જેમા નક્કર સોનાના દાગીના રહે

૪ રાજાનો કરંડીયો જેમા હીરા, માણેક રત્નાદિકના આભરણ રહે

**કરંડીયાં રૂપ ચાર પ્રકારના આચાર્ય.**

૧ ચંડાળના કરંડીયા સમાન આચાર્ય

તે ક્રિયા રહીત અથવા અન્યતીર્થિ તે અત્યંત અસાર.

૨ વેશ્યાના કરડીયા સમાન આચાર્ય તે થોડુ ભણેલો પણ વચન આડંબરથી લોકોને રંજીત કરે, અંદરખાને ક્રિયા ભ્રષ્ટ, ગુણ રહિત પાસત્થો

૩ શાહુકારના કરંડીયા સમાન આચાર્ય તે સ્વસમય તથા પરસમયના જાણકાર અને ક્રિયા, ગુણ સહિત

૪ રાજાના કરડીયા સમાન આચાર્ય તે અત્યંત સાર તીર્થંકર ભગવાનની પેરે

## ચાર પ્રકારના ગોળા સમાન પુરૂષ.

૧ એક મીણનો ગોળો જેમ જરાક તાપ લાગતા ઓગળી જાય તેમ એક પુરૂષને ધર્મ કરતાં જરા પરિસ્સહ એટલે ઉપાશ્રયમા ભીડના કારણથી બેસવાની જગ્યા ન

મળે તેને અપમાન સમજી ધર્મ છોડી દે તે મીણના ગોળા સમાન

એક લાખનો ગોળો જેમ અગ્નિની આચ લાગે તેથી ઓગળી જાય તેમ એક પુરૂષને ધર્મ કરતા કોઈ વચનથી અપમાન કરે તેથી ધર્મ છોડી દે તે લાખના ગોળા સમાન

૩ એક લાકડાનો ગોળો જેમ અગ્નિમા નાખે તોજ બળે તેમ એક પુરૂષને ધર્મ કરતા લાત, મુક્કીનો માર પડવાથી ધર્મ છોડી દે તે લાકડાના ગોળા સમાન

૪ એક માટીનો ગોળો જેમ અગ્નિમા નાખે તેમ વધારે કઠણુ થાય તેમ એક પુરૂષ ધર્મ કરતા મરણાતિક સકટ આવે તેને સહન કરે, પણ ધર્મથી ડગે નહિ ને વધારે કઠણુ થાય તે માટીના ગોળા સમાન.

**વસ્તુ છેદવા આશ્રી ચાર પ્રકારના શસ્ત્ર માફક પુરૂષ**

૧ એક શસ્ત્ર જેમ તલવારના એક ઘાથી

બે કટકા થાય તેમ સજતી રાજા, ગજ-સુકુમાળ, એકજ વખત મહાત્માનું વ્યાખ્યાન સાંભળી સસારનો ત્યાગ કરી સાધુ થયા તે તલવાર સમાન એક ઘાએ બે કટકા

૨. એક શસ્ત્ર જેમ કરવત ઘણી વખત જા આવ કરે ત્યારે બે કટકા થાય તેમ એક પુરૂષ ઘણી વખત વ્યાખ્યાન સાભળી છેવટે દીક્ષા લે તે કરવત સમાન

૩ એક શસ્ત્ર છરપલો, ખરપડી, અસ્ત-રો જેમ ઘાસ, કેશાદિક સાફ કરે પણ મૂળ કાઢી શકે નહિ તમ એક પુરૂષ સર્વથા સસા-રનો ત્યાગ કરી શકે નહિ પરતુ છેવટે દેશ-વર્તિ શ્રાવક થાય તે છરપલા સમાન

૪ એક શસ્ત્ર નરેણી જેમ નખ, કાંટો દૂર કરી શકે તેમ એક પુરૂષ મિથ્યાત્વરૂપી કાટો કાઢી અવ્રતી સમદૃષ્ટિ થાય તે નરેણી સમાન

## આશ્રમમાંથી નીકળવા આશ્રી ચાર પ્રકારનાં પખી માફક સાધુ.

૧. એક પખી જેમ માળામાંથી બહાર નીકળી શકે પણ ઉડી શકે નહિ તે બાળક અથવા કાચી પાખનું માટે, તેમ એક સાધુ ગોચરી માટે ઉપાશ્રયમાથી નીકળી શકે, પરતુ ગૌચરી આદિકે ફરી શકે નહિ, તે રોગી, આળસુ અને લજ્જાળુ માટે

૨ એક પખી જેમ ઉડવાને શકિતમાન છે પણ માળામાથી બીકણુપણાને લઈ નીકળી શકતું નથી, તેમ એક સાધુ ગૌચરીએ ફરવા શકિતમાન્ છે પણ નીકળી શકતો નથી, તે સૂત્ર વાંચવાના કામમા રોકાયો છે માટે

૩ એક પખી માળામાંથી સાહસીકતાને લઇ નીકળે છે ને ઉડે છે તેમ એક સાધુ ગૌચરીએ નીકળી શકે છે ને ફરી પણ શકે છે, તે વૈયાવચ કરનાર સાધુ.

૪. એક પખી જેમ માળામાથી નીકળતુંય નથી ને ઉડતુંય નથી તે રોગી અથવા આળસુ માટે, તેમ એક સાધુ ગોચરીએ નીકળી શકતોય નથી અને ફરી શકતોય નથી તે રોગી અથવા સથારાવાળો સાધુ.

## હૃદય, વચન આશ્રી ચાર પ્રકારનાં ઘડારૂપ પુરૂષ.

૧ એક ગોળનો ઘડો ને અફીણનુ ઢાકણુ તેમ એક પુરૂષનુ હૃદય પવિત્ર, દયાળુ પણ વચન કડવુ તે માબાપ, ગુરૂ અને વૈદ્ય તેનું હૃદય ઘણું સારૂ, વચન આકરૂ હોય જો સહન કરે તો સુખી થાય

૨ એક અફીણનો ઘડો અને ગોળનુ ઢાંકણું, તેમ એક પુરૂષનુ હૃદય ઘણુ દુષ્ટ, નિર્દય પણ વચન મીઠા તે દુશ્મન, દગાખોર અને સ્વાર્થ સાધનાર

૩. એક ગોળનો ઘડો ને ગોળનુ ઢાકણુ

તેમ એક પુરૂષનુ હ્રદય બહુ દયાળુ ને પવિત્ર અને વચન પણ શાતાકારી તે તીર્થંકરની પેરે.

૪ એક અફીણનો ઘડો અને અફીણનુ ઢાકણુ, તેમ એક પુરૂષનુ હ્રદય પણ ખોટુ ને વચન પણ ખોટુ તે હલકી જાતનો માણસ

## ચાર પ્રકારનાં અજીરણ.

૧ ખાધાનુ અજીરણ, વધુ ખાવું તે

૨ તપનું અજીરણ, ક્રોધ કરવો તે

૩ જ્ઞાનનુ અજીરણ, અહંકાર કરવો તે

૪. પવિત્ર ક્રિયાનુ અજીરણ, પારકી નિંદા કરવી તે

## ચાર પ્રકારના શ્રાવક.

૧. એક દ્રઢધર્મિ છે, પણ પ્રિયધર્મિ નથી, એટલે ચોથા ગુણઠાણાનો ધણી ધર્મ ઉપર પૂર્ણ આસ્તા છે પણ અંતરાયના ઉદયથી જાતે બની શકતું નથી, પરંતુ ધર્મને માટે માથુ આપવા તૈયાર થાય

૨. એક પ્રિયધર્મિ છે પણ દૃઢધર્મિ નથી, એટલે હમેશા ધર્મધ્યાન સારી રીતે કરે, પરંતુ ધર્મને નામે ખરચ કરવુ પડે કે દુખ વેઠવાનુ આવે તે વખતે મુઠીઓ વાળી ભાગી જાય

૩ એક દૃઢધર્મિ છે અને પ્રિયધર્મિ પણ છે, એટલે ધર્મની આસ્તા પણ પૂર્ણ અને ધર્મ કરવાપણુ પણ સારૂ છે

૪ એક દૃઢધર્મિ નથી અને પ્રિયધર્મિ પણ નથી તે પજુસણીયા શ્રાવક, એટલે લાડુ, પતાસા ખાનારા

## ચાર પ્રકારનું રાત્રિ ભોજન.

૧ એક રાત્રે રાધે ને દિવસે જમે તે અભક્ષ.

૨ એક દિવસે રાધે ને રાત્રે જમે તે અભક્ષ.

૩. એક રાત્રે રાધે ને રાત્રે જમે તે પણ અભક્ષ

૪ એક દિવસે રાંધે ને દિવસે જતના સહિત જમે તે ભક્ષ.

ચાર પ્રકારનુ વૈદુ ( ઔષધ )

૧. એક વૈદ્ય વિદ્વાન અને અનુભવી હોવો જોઇએ

૨. એક વૈદ્ય પાસે જોઇતું દવાનુ સાધન જોઇયે

૩. એક દરદી દવા ખાવાને અર્થિ અને વૈદ્ય ઉપર પૂર્ણ ભરોસો રાખનાર જોઇએ.

૪ એક દરદીની માવજત એટલે સાર સભાળ કરનાર માણુસો વિદ્વાન હોવા જોઇએ.

ચાર પ્રકારના પુત્ર.

૧ એક પીતાથી રિદ્ધિમા અધિક, તે ભરત રાજા. ( ઋષભદેવના પુત્ર ).

૨. એક પીતાની તુલ્ય—બરાબર તે—ભરતનો દીકરો આદિત્ય. તેણે પોતાના દીકરાને રાજ્ય સોપ્યું.

૩. એક પીતાથી ન્યૂન તે આદિત્ય (ભરતનો પુત્ર)

૪ એક પીતાના વશમા અગારા, કોલસા સરીખો તે ઉત્તમ કુળમા ઉત્પન્ન થઇ નીચ કામ કરી પીતાના વશને કલક લગાડનાર

## ચાર પ્રકારે ઉગવું-આથમવું તે.

૧ એક પુરૂષ ઉગીને ઉગ્યા તે ભરત ચક્રવર્તિ ૭ ખડની સાહ્યબી પામ્યા અને મરણ પામી મોક્ષે પધાર્યા તે ઉગીને ઉગ્યા.

૨. એક ઉગીને આથમ્યા તે બ્રહ્મદત્ત ચક્રવર્તિ ૭ ખંડની સાહ્યબી પામ્યા, પાપ કરીને સાતમી નરકે ગયા

૩ એક આથમીને ઉગ્યા તે હરકેશી અણગાર, નીચ ચડાળના કુળમા જનમ્યા અને દીક્ષા લઇ કર્મ ખપાવી મોક્ષ પધાર્યા

૪ એક આથમીને આથમ્યા તે કષાયના ધધા કરનાર. અહિ દુ:ખી ને મરીને પણ નરકે ગયા

## ચાર પ્રકારનાં ફળ.

૧ એક ફળ ઉપરથી કઠણ પણ અંદરથી પોચું તે કોઠ પ્રમુખ

૨ એક ફળ અંદરથી કઠણ પણ ઉપરથી પોચુ તે બોર પ્રમુખ

૩ એક ફળ ઉપરથી પોચુ ને અંદરથી પોચુ તે દ્રાક્ષ પ્રમુખ

૪ એક ફળ ઉપરથી કઠણ ને અંદરથી કઠણ તે સોપારી પ્રમુખ

## એમ ચાર પ્રકારના પુરુષ.

૧ એક માણસ ઉપરથી કઠણ પણ હૃદય બહુજ પોચુ

૨ એક માણસના વચન મીઠા પણ હૃદય દુષ્ટ તે મીઠા બોલો, મોઢે ખાટુ લગાડે નહિ તે

૩ એક માણસનું હૃદય પોચુ ને વચન પણ પોચા તે ભાગ્યવાન જીવ

૪ એક માણસનુ હૃદય પણ દુષ્ટ ને વચન પણ દુષ્ટ તે પાપી માણસ

# શ્રી છકાયના બોલ.

અથ છકાયના બોલ લખ્યા છે. પ્રથમ છકાયના નામ કહે છે. પહેલે બોલે ઇંદી થાવર કાય ૧, બભી થાવરકાય ૨, સપિ થાવર કાય ૩, સુમતિ થાવર કાય ૪, પયાવચ થાવર કાય ૫, જગમ કાય ૬, એ છકાયના નામ કહ્યા હવે ગોત્ર કહે છે. પૃથ્વીકાય ૧. અપ-કાય ૨, તેઉકાય ૩, વાઉકાય ૪, વનસ્પતિકાય ૫, ત્રસકાય ૬ એ છ ગોત્ર કહ્યા

હવે પૃથ્વીકાયના બે ભેદ છે. સૂક્ષ્મ ને બાદર, સૂક્ષ્મ તે આખા લોકમા ભર્યા છે તે આપણી નજરે ન આવે કેવલજ્ઞાની જાણે દેખે ૧ હવે બાદર પૃથ્વીકાયના નામ કહે છે. પહેલે બોલે માટી ને મીઠાની જાત ૧, બીજે ખડી ને ખારાની જાત ૨, ત્રિજે કાળમિઢ મરડીયા

પહાણા ને સિલ્લાની જાત ૩, ચોથે હીંગલો ને હડતાળની જાત ૪ પાચમે ગેરૂ ને ગોપીચ-દનની જાત ૫, છઠે રત્ન પરવાળાની જાત ૬, સાતમે બોલે સોનું, રૂપુ, સીસુ, ત્રાંબુ, લોહુ વગેરે ધાતુની જાત તથા સોળ જાતના રત્ન, આદે તેતાલીસ જાતની પૃથ્વીકાય છે. તેમા સુંવાળી અને ખરખરી (કઠણ) એવા બે ભેદ છે, તેમા સુવાળીના સાત ભેદ ને ખરીખરીના છત્રીસ ભેદ, એ તેતાલીસ જાતની પૃથ્વીકાય છે તેના એક એક કકડામાં અસખ્યતા જીવ શ્રી ભગવતે કહ્યા છે. તેમાંથી જુવાર તથા પીલુ જેટલી પૃથ્વીકાય લઇએ, તેમાંથી એક એક જીવ નીકળી પારેવા જેવડી કાયા કરે તો એક લાખ જોજનના જબૂદ્વીપમાં સમાય નહિ એમ જાવત અસંખ્યાતા દ્વીપ સમુદ્ર ભરાય એટલા જીવ છે. તેના કૂળ બારલાખ કરોડ છે. તેનું આઉખુ જઘન્ય અતર મુહૂર્તનું છે. ઉત્કૃષ્ટ

જુદુ જુદુ, તે નીચે મુજબ—સુકુમાળ માટીનું એક હજાર વરસનુ, શુદ્ધ માટીનુ બારહજાર વરસનુ વેળુ (રેતી) નું ચૌદ હજાર વરસનુ, મણુસીલનુ સોળ હજાર વરસનુ, કાકરાનુ અઢાર હજાર વરસનુ, ખર તે કઠણ પૃથ્વી, વજ્ર, હીરા વગેરે તેનુ બાવીશ હજાર વરસનુ આયુષ્ય છે, તેની દયા પાળીએ તો અનતા મોક્ષના સુખ પામીએ

હવે અપકાય તે પાણી, તેના બે ભેદ છે સૂક્ષ્મ ને બાદર, સુક્ષ્મ તે આખા લોકમા ભર્યા છે તે આપણી નજરે ન આવે, ફકત કેવળી દેખે હવે બાદર પાણીના નામ કહે છે પેહલે બોલે વરસાદ ને કગના પાણી ૧, બીજે બોલે ઝાકળ ને ધુમરના પાણી ૨, ત્રીજે કુવા, તળાવ ને નદીના પાણી ૩, ચોથે દરીઆ ને ઝરણાના પાણી ૪ ખારા ખાટા પાણી ૫, મોળા મીઠા પાણી ૬. જુદા જુદા રસના સાત

સમુદ્ર છે તેના પાણી, લવણ સમુદ્રનુ પાણી ખારૂં છે, કાળોદધી સમુદ્રનુ પાણી મીઠુ, કાળુ ને ભારે છે, એક સમુદ્રનુ ઘીના રસ સરીખુ છે, એક સમુદ્રનુ દુધના રસ સરીખુ છે, પુષ્કર અને સયભુરમણ એ બે સમુદ્રનુ મીઠુ, આછુ, હલકુ ને પથ્ય છે, ને એક સમુદ્રનુ પાણી મદીરાના ગ્સ સરખુ છે ૭ બાકી અસખ્યાતા સમુદ્રના પાણી શેરડીના ગ્સ જેવા છે, એ આદે ઘણી જાતનાં પાણી છે, તેના એક બીંદુમાં અસ- ખ્યાતા જીવ શ્રી ભગવતે કહ્યા છે તેમાથી એક એક જીવ નીકળીને સરસવના દાણા જેવડી કાયા કરે તો એક લાખ જોજનના જ બુદ્વીપમાં સમાય નહિ. "પુર્વની પેરે." તેના કૂળ સાત- લાખ કરોડ છે તેનુ આયુષ્ય જઘન્ય અ તર મુહૂર્ત્તનુ, ઉત્કૃષ્ટું સાત હજાર વરસનું છે તેની દયા પાળીએ તો અન તા મોક્ષના સુખ પામીએ

હવે તેઉકાય તે અગ્નિ. તેના બે ભેદ, સૂક્ષ્મ

તે આખા લોકમાં ભર્યા છે તે આપણી નજરે ન આવે, કેવળજ્ઞાની જાણે દેખે ૧. હવે બાદર અગ્નિના નામ કહે છે પેહેલે બોલે ચુલા ને ભઠ્ઠીની અગ્નિ ૧, ધુમાડા ને તાપણીની અગ્નિ ૨, ચકમક ને વીજળીની અગ્નિ ૩, દીવા ને ઉમાહાની અગ્નિ ૪, ધગધગતા, લોઢા ને અરણીની અગ્નિ ૫ એ આદે દઇને ઘણી જાતની અગ્નિ છે, તેના એક તણુખામા અસં-ખ્યાતા જીવ ભગવતે કહ્યા છે તેમાથી એક એક જીવ નીકળીને ખસખસના દાણા જેવડી કાયા કરે તો એક લાખ જોજનના જબુદ્વી-પમાં સમાય નહિ. તેના કૂળ ત્રણ લાખ કરોડ છે તેનુ આયુષ્ય જઘન્ય અતર મુહૂર્તનુ, ઉત્કૃષ્ટ ત્રણ અહોરાત્રીનુ છે. તેની દયા પાળીએ તો અનતા મોક્ષના સુખ પામીએ.

હવે વાઉકાય તે વાયરો, તેના બે ભેદ છે સૂક્ષ્મ ને બાદર. સૂક્ષ્મ તે આખા લોકમા ભર્યા

છે તે આપણી નજરે ન આવે જ્ઞાની જાણે દેખે ૧ હવે બાદર વાયરાના નામ કહે છે ઉગમણો ને આથમણો વા ૧, ઉત્તર ને દક્ષિણનો વા ૨, ઉચો, નીચો ને ત્રીછો વા ૩, ૧ ટોળીઓ ને મ ડળીઓ વા ૪, ગુ જવા ને સુધવા ૫ એ આદે દઇને ઘણી જાતનો વાયરો છે તે કેમ કરી હણાય છે ? તે કહે છે ઉઘાડે મોઢે બોલ્યે, ઝાપટ નાંખવે, સુપડે સોવે, ઝાટકવે, કાંતવે, પી જ વે, ટાબોટા વગાડવે, વી ઝણે વી ઝવે એટલે હલાવે, હી ચોળે હી ચકવે એ આદે દઇને ઘણી જાતના શસ્ત્રે કરી હણાય છે તેમા એક વાર ઉઘાડે મોઢે બોલ્યે અસખ્યાતા જીવ હણાય છે તેમાંથી એક એક જીવ નીકળીને વડના બીજ જેવડી કાયા કરે તો લાખ જોજનના જ બુદ્વીપમા સમાય નહિ તેના કૂળ સાતલાખ કરોડ છે તેનુ આયુષ્ય જઘન્ય અંતર મુહૂર્ત્તનુ, ઉત્કૃષ્ઠ ત્રણહજાર વરસનું છે,

તેની દયા પાળીએ તો અનતા મોક્ષના સુખ પામીએ. ૪

હવે પાચમે બોલે વનસ્પતિ કાય તેના બે ભેદ—સૂક્ષ્મ ને બાદર સૂક્ષ્મ તે આખા લોકમા ભર્યા છે તે આપણી નજરે ન આવે જ્ઞાની જાણે દેખે હવે બાદર વનસ્પતિ કાય તેના બે ભેદ—પ્રત્યેક ને સાધારણ પ્રત્યેક તે કોને કહીએ ? એક શરીરે એક એક જીવ હોય તેને પ્રત્યેક કહીએ ૧, એક શરીરે અનતા જીવ હોય તેને સાધારણ કહીએ ૨ હવે પ્રત્યેક વનસ્પતિ કાયના નામ કહે છે પેહેલે બોલે વૃક્ષ ને વેલાની જાત ૧, બીજે રીગણી, તુલસી ને ગુલમની જાત ૨, ત્રીજે એરડા, આકડા ને ધતુરાની જાત ૩, દાડમ, શેગડી ને કેળાની જાત ૪, ધ્રો, કેવડો, ડાભડો ને તરણાની જાત ૫, ફુલ, કમળ ને નાગરવેલની જાત ૬, બોરડી, કેરડો, ને કસેલાની જાત ૭, જુવાર, બાજરો,

મઠ, મકઈની જાત ૮, સુવા, મોઘરી, તાજળજો, વાલોળ ફળીની જાત ૯ એ આદિ દઈને ઘણી જાતની પ્રત્યેક વનસ્પતિ છે તેમા ભગવંતે ત્રણ પ્રકારના જીવો કહ્યા છે, સંખ્યાતા ૧, અસંખ્યાતા ૨, અને અનંતા ૩ તેનુ આયુષ્ય જઘન્ય અંતર્મુહૂર્ત્તનુ, ઉત્કૃષ્ટ દસહજાર વરસનુ છે તેની દયા પાળીએ તો અનંતા મોક્ષના સુખ પામીએ ૫

હવે સાધારણ વનસ્પતિ કાયના નામ કહે છે પેહેલે લીલફુલ ને સેવાળની જાત ૧, બીજે ગાજર મુળાની જાત ૨, ત્રીજે ડુંગળી લસણની જાત ૩, ચોથે આદુ ને ગરમરની જાત ૪, પાચમે ઠંટાળો થોર, ખુરસાણી, કુવાર, સેલરાની જાત ૫, છઠે મોથ ને લુણીની જાત ૬, ઉગતા અંકુર ને કુણી કાકડીની જાત ૭ એ આદે ઘણી જાતની સાધારણ વનસ્પતિ છે તેમા ભગવંતે ત્રણ પ્રકારના જીવ કહ્યા છે સંખ્યાતા ૧, અસંખ્યાતા ૨,

અનતા ૩, તેમા એક કદમુળના કકડામાં અસંખ્યાતા શરીર છે ને એક એક શરીરે અનતા જીવ છે તે સમયે સમયે એક એક જીવ કાઢતા અનતે કાળે પણ એક શરીર ખાલી ન થાય પણ ઘણે અનતે કાળે ખાલી થાય. તેનુ આયુષ્ય જઘન્ય ને ઉત્કૃષ્ઠ અત-ર્મુહૂર્ત્તનુ છે તે એના કૂળ અઠાવીશ લાખ ક્રોડ છે તેની દયા પાળીએ તો અનતા મોક્ષના સુખ પામીએ ૫

હવે ત્રસ કાય તેના ચાર ભેદ—બેઇંદ્રય ૧, તેઇદ્રિય ૨, ચઉરિદ્રિય ૩, પચેદ્રિય ૪, હવે બે ઈદ્રિયના બે ભેદ—અપ્રજાપ્તા ને પ્રજાપ્તા બેઇંદ્રિય કોને કહીએ ? જેને કાયા ને જીભ્યા. કાયા તે સ્પર્શેદ્રિય ને જીભ્યા તે રસેદ્રિય એ બે ઈદ્રિય હોય તેને બેઇદ્રિય કહીએ, તેના નામ જળો ને પોરાની જાત ૧, કીડા, કરમીઆ, સરમીચાની જાત ૨. મામણમુડા

ને અળસીયાની જાન ૩, લટલાળની જાત ૪, શંખ, છીપ ને કોડાની જાત ૫, એ આદે દઇને ઘણી જાતના બેઈંદ્રિય જીવ છે તેના કૂળ સાતલાખ કરોડ છે તેનુ આયુષ્ય જઘન્ય અંતરમુહૂર્તનુ, ઉત્કૃષ્ટુ બાર વરસનુ છે. તેની દયા પાળીએ તો અનંતા મોક્ષનાં સુખ પામીએ ૬

હવે તે ઈંદ્રિયના બે ભેદ અપ્રજાપ્તા ને પ્રજાપ્તા તેઇંદ્રિય કોને કહીએ ? કાયા તે સ્પર્શેંદ્ર, મુખ તે રસેંદ્રિ ને નાશીકા તે ઘ્રાણેંદ્રિય એ ત્રણ ઇંદ્રિય હોય તેને તેઇંદ્રિય કહીએ તેના નામ—જુ લીખની જાત ૧, ચાચડ માકણની જાત ૨, કીડી કથવાની જાત ૩, માટલા ને ધનેડાની જાત ૪, જુવા, ઈતડી, ગીગોડાની જાત, ૫, ધીમેલ, ઉધઇ ને ગધૈયાની જાત ૬, કાનખજુરા ને મંકોડાની જાત ૭ એ આદે ઘણી જાતના તેઈંદ્રિય જીવ

છે તેના કુળ આઠ લાખ ક્રોડ છે તેનું આ-
યુષ્ય જ૦ અંતર્મુહૂર્તનુ ઉ૦ ઓગણપચાસ
દિવસનુ તેની દયા પાળીએ તા અનતા
મોક્ષના સુખ પામીએ ૨

હવે ચઉરિંદ્રિયના બે ભેદ અપ્રજાપ્તા ને
પ્રજાપ્તા ચઉરિંદ્રિય તે કોને કહીએ? કાયા,
મુખ, નાશીકા ને આંખ, કાયા તે સ્પર્શે-
દ્રિય, મુખ તે રસેંદ્રિય, નાશીકા તે ઘ્રાણેંદ્રિય
આંખ તે ચક્ષુ ઇંદ્રિય એ ચાર ઇંદ્રિય તેને
ચઉરિંદ્રિય કહીએ માખી ને મશલાની
જાત ૧, ડાસ ન મચ્છરની જાત ૨, ભમરા,
તીડ, પતગની જાત ૩, કરોળીઆ, કસારીની
જાત ૪, વીંછી, ખડમાકડીની જાત ૫, બગા
ધુડીયા ને કુદાની જાત ૬ એ આદે ઘણી
જાતના ચઉરેંદ્રિય જીવ છે તેના કુળ નવ
લાખ ક્રોડ છે તેનુ આયુષ્ય જ૦ અંતર્મુહૂ-
ર્તનુ, ઉ૦ છ માસનુ છે તેથી દયા પાળીએ
તો અનતા મોક્ષના સુખ પામીએ ૩

હવે પચેદ્રિય તે કોને કહીએ ? કાયા, મુખ, નાશીકા, આખ ને કાન ( શ્રોતેદ્રિય ) એ પાચ ઇદ્રિ હોય તેને પચેદ્રિય કહીએ તેની ચાર જાત—નારકી, તિર્યંચ, મનુષ્ય ને દેવતા તેમા નારકીમા સાત નરક તેના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એમ ચૌદ ભેદ નારકીના તેની કુળ કોડી ૨૫ લાખ ક્રોડ છે તિર્યંચના પાચ ભેદ—જળચર, થળચર, ઉરપર, ભુજપર ને ખેચર એ પાચ સમુચ્છિમ ને પાચ ગર્ભજ એમ પાચ દુ દસ તેના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એવ દસ દુ વીશ ભેદ તિર્યંચ પચેદ્રિયના જાણવા

હવે તિર્યંચ પચેદ્રિયની કુળ કોડી જુદી જુદી કહે છે. જળચરની સાડાબાર લાખ ક્રોડ, થળચરની દસલાખ ક્રોડ, ઉરપરની દસલાખ ક્રોડ, ભુજપરની નવ લાખ ક્રોડ, ખેચરની બાર લાખ ક્રોડ એમ તિર્યંચની કુળ કોડી જાણવી.

હવે મનુષ્યના ચાર ભેદ તે કહે છે પદર કર્મભૂમિના, ત્રીસ અકર્મભૂમિના, છપન અતરદ્વીપાના મનુષ્ય એ ત્રણે એકશો ને એક ક્ષેત્રના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એવ એકસો એક દુ બસે બે ભેદ થયા હવે ચોથા ભેદમા ચૌદ સ્થાનકના સમુચ્છિમ મનુષ્ય તે પણ એકસો એક ક્ષેત્રમા ઉપજે છે તે અપ્રજાપ્તા છે માટે એકસો એક ભેદ તેના એમ સર્વ મળીને ત્રણસે ને ત્રણ ભેદ મનુષ્યના છે, તેના કુળ બાર લાખ કોડ છે

હવે દેવતાના ચાર ભેદ છે ભવનપાત ૧, વાણવ્યતર ૨, જયોતષી ૩, વૈમાનીક ૪, ચારે જાતના નવાણુ ભેદ થાય, તેના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એમ એકશો અઠાણું ભેદ દેવતાના જાણવા. તેના કુળ છત્રીસ લાખ કોડ છે હવે નારકીનુ આઉખુ જઘન્ય દસ હજાર વરસનુ, ઉત્કૃષ્ટુ તેત્રીસ સાગરોપમનુ,

તિર્યંચનુ આઉખુ જ૦ અ  ઉ૦ ત્રણ પલ્યનુ મનુષ્યનું આઉખુ જ૦ અંતર્મુહૂર્તનુ, ઉ૦ ત્રણ પલ્યનુ દેવતાનુ આઉખુ જ૦ દસહજાર વરસનું, ઉ૦ તેત્રીસ સાગરોપમનુ એમ આઉખુ જાણવુ સર્વ એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય ને પંચેંદ્રિય એ સર્વના મળીને પાચસે ને ત્રેસઠ ભેદ જીવના જાણવા તેનો વિસ્તાર નવતત્વથી જાણવો. તેની દયા પાળીએ તો અનંતા મોક્ષના સુખ પામીએ

**ઇતિ શ્રી છકાયના બોલ સંપૂર્ણ.**

---

# અથ શ્રી નવતત્વ.

---

હવે વિવેકી સમકીતદૃષ્ટિ જીવને નવ પદાર્થ જેવા છે તેવા તથારૂપ બુદ્ધિ પ્રમાણે ગુરૂ આમનાથી ધારવા જોઇએ માટે તે નવ પદા-

ર્થના નામ કહે છે જીવતત્ત્વ, અજીવતત્ત્વ, પુણ્ય તત્ત્વ, પાપ તત્ત્વ, આશ્રવ તત્ત્વ, સવર તત્ત્વ, નિર્જરા તત્ત્વ, બ ધ તત્ત્વ અને નવમો મોક્ષ તત્ત્વ

હવે પેહેલો જીવતત્ત્વ કોને કહીએ ? ચૈતન્ય લક્ષણ, સદા સઉપયોગી, અસખ્યાત પ્રદેશી, સુખ દુ ખનો જાણ, સુખદુ ખનો વેદક અને પર્યાયવત ને પ્રાણનો ધારણ કરનાર તેને જીવ તત્ત્વ કહીએ ૧ અજીવતત્ત્વ તે કોને કહીએ ? જડ, લક્ષણ, ચૈતન્યરહીત તેને અજીવતત્ત્વ કહીએ ૨ પુણ્ય તે શુભ કમાણીએ કરી, શુભ કર્મના ઉદયે કરી જેના ફળ ભોગવતા આત્માને મીઠા લાગે તેને પુણ્ય તત્ત્વ કહીએ ૩ પાપ તત્ત્વ તે કોને કહીએ ? અશુભ કમાણીયે કરીને અશુભ કર્મના ઉદયે કરી જેના ફળ આત્માને ભોગવતા કડવા લાગે (દુ ખ થાય) તેને પાપ તત્ત્વ કહીએ ૪ આશ્રવ તે અવ્રત ને અપચ્ચખાણે કરી, વિષય કષાયને સેવવે કરી આત્મારૂપ

તલાવને વિષે ઇંદ્રિઆદિક ધડનાળે (છીદ્રે) કરી કર્મ પાપરૂપ જળનો પ્રવાહ આવે તેને આશ્રવ તત્ત્વ કહીએ ૫ સવર તે જીવરૂપ તળાવને વિષે કર્મરૂપ જળને વ્રત પચ્ચખાણાદિક દ્વાર દઇ રોકીએ તેને સવર તત્ત્વ કહીએ ૬ નિર્જરા તે આત્માના પ્રદેશથી બારે ભેદે તપશ્ચર્યાયે કરી, દેશ થકી કર્મનુ નિર્ઝરવું (દુર થવું) તેને નિર્જરા તત્ત્વ કહીએ ૭ બધ તે આત્માના પ્રદેશને કર્મ પુદ્દગળના દળ ખીર નીરનીપરે, લોહપીંડ અગ્નિની પરે લોલીભુત થઇ જીવ અને કર્મ માંહોમાહે એકઠા થઇ બંધાય તેને બધ તત્ત્વ કહીએ ૮ સકળ આત્માના પ્રદેશથી સકળ કર્મનુ છુટવુ, સકળ બધનુ મુકાવવુ, સકળ કાર્યની સિદ્ધિ થાય તેને મોક્ષ તત્ત્વ કહીએ એ નવ પદાર્થમા જીવ ને અજીવ એ બે જાણવા જોગ છે. પુણ્ય, સવર, નિર્જરા અને મોક્ષ એ

ચારે આદરવા જોગ છે પાપ, આશ્રવ અને બંધ એ ત્રણ છોડવા જોગ છે હવે જીવનો એક ભેદ, સકલ જીવોનુ ચૈતન્ય લક્ષણ એક છે માટે સંગ્રહનયે કરી એક ભેદે જીવ કહીએ તથા બે પ્રકારે પણ જીવ કહીએ ત્રસ ને થાવર બેઇંદ્રિય, તેઈંદ્રિય, ચઉરિંદ્રિય, પંચેદ્રિય, તેને ત્રસ કહીએ ૧ થાવર એટલે સ્થિર રહે તેને થાવર કહીએ તે પૃથ્વી, અપ, તેઉ, વાઉ, વનસ્પતિ ૨ બે પ્રકારે જીવ સિદ્ધ અને સંસારી તથા ત્રણ ભેદે જીવ સ્ત્રી વેદ, પુરૂષવેદ નપુસકવેદ વળી ત્રણ પ્રકારે જીવ ભવસિદ્ધિયા, અભવસિદ્ધિયા નોભવસિદ્ધિયાનો અભવસિદ્ધિયા, તથા ચાર ભેદે જીવ નારકી, તીર્યંચ મનુષ્ય ને દેવતા વળી ચાર પ્રકારે જીવ ચક્ષુદર્શની ૧, અચક્ષુદર્શની ૨, અવધિદર્શની ૩, કેવળદર્શની ૪ તથા પાંચ પ્રકારે જીવ એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય, પંચેદ્રિય વળી પાંચ

પ્રકારે જીવ સજોગી મનજોગી વચનજોગી કાય-
જોગી અજોગી તથા છ પ્રકારે જીવ પૃથ્વીકાય
અપકાય તેઉકાય વાઉકાય વનસ્પતિકાય ત્રસ-
કાય વળી છ પ્રકારે જીવ સકષાયી કોહકષાયી
માનકષાયી માયાકપાયી લોભકષાયી અકષાયી
તથા સાત પ્રકારે જીવ નારકી, તિર્યંચ તિર્યં-
ચણી, મનુષ્ય મનુષ્યણી, દેવતા દેવી તથા
આઠ પ્રકારે જીવ સલેશી કૃષ્ણલેશી નીલલેશી
કાપુતલેશી તેજુલેશી પદ્મલેશી શુક્લલેશી
અલેશી તથા નવ પ્રકારે જીવ પૃથ્વી અપ તેઉ
વાઉ વનસ્પતિ બેઇંદ્રિય તેઇંદ્રિય ચઉરિંદ્રિય
પંચેદ્રિય તથા દસ ભેદ જીવ પાંચ સ્થાવર,
ચાર ત્રસ ને સિદ્ધ તથા અગિઆર ભેદે જીવ
એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય, પંચે-
દ્રિય, એ પાંચના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એવં
દસ ને અનેંદ્રિય તે ઇંદ્રિય રહિત એવં
અગ્યાર તથા બાર ભેદે જીવ પૃથ્વીકાય, અપ-

કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય, બેઇ-
દ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય, નારકી, તિર્યંચ
પંચેદ્રિય મનુષ્ય ને દેવતા એવં બાર હવે
તેર પ્રકારે જીવ કૃષ્ણલેશી, નીલલેશી, કાપુતલેશી,
તેજુલેશી, પદ્મલેશી, ને શુકલલેશી, એ છના
અજાસા ને પ્રજાસા, એવં છ દુ બાર, ને
અલેશી એ મળીને તેર ભેદ થયા હવે ચઉદ
પ્રકારે જીવ સૂક્ષ્મ એકેદ્રિયનો અપ્રજાપ્તો
ને પ્રજાપ્તો, બાદર એકેદ્રિયનો અપ્રજાપ્તો
ને પ્રજાપ્તો, બેઇંદ્રિયનો અપ્રજાપ્તો ને પ્રજા-
પ્તો, તેઇંદ્રિયનો અપ્રજાપ્તો ને પ્રજાપ્તો,
ચઉરિંદ્રિયનો અપ્રજાપ્તો ને પ્રજાપ્તો, અસંજ્ઞી
પંચેદ્રિયનો અપ્રજાપ્તો ને પ્રજાપ્તો, સંજ્ઞી
પંચેદ્રિયનો અપ્રજાપ્તો ને પ્રજાપ્તો, એ ચઉદ
પ્રકારે જીવ હવે વ્યવહાર વિસ્તારનયે કરી
સર્વ સંસારી જીવના ૫૬૩ ભેદ કહે છે

હવે પ્રથમ નારકીના ચૌદ ભેદ કહે છે

સાત નરક તેના નામ કહે છે ઘમા ૧, વશા ૨, શિલા ૩, અજણા ૪, રિઠા ૫, મઘા ૬, માઘવઇ ૭, હવે તેના ગોત્ર કહે છે રત્નપ્ર-ભા ૧, સકરપ્રભા ૨ વાલૂપ્રભા ૩, પકપ્રભા ૪, ધુમપ્રભા ૫, તમપ્રભા, ૬, તમતમાપ્રભા ૭ એ સાત નરકના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એવ સાત દુ ચૌદ ભેદ નારકીના જાણવા હવે તિર્યંચના અડતાળીશ ભેદ કહે છે પૃથ્વી પાણી તેઉ વાઉ એ ચાર સૂક્ષ્મ ને બાદર એવ આઠ એ આઠના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એવ આઠ દુ સોલ ને વનસ્પતિના ત્રણ ભેદ સૂક્ષ્મ, પ્રત્યેક, સાધારણ એ ત્રણના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એવ ત્રણ દુ છ ને આગલા સોલ મળી બાવીશ ભેદ એકેંદ્રિયના થયા ત્રણ વિગલેદ્રિય તે બેઇંદ્રિય તેઇંદ્રિય ચઉરિંદ્રિય એ ત્રણના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એવં છ ને આગલા બાવીશ કુલ અઠાવીશ થયા. હવે

જળચર થળચર ઉરપર ભુજપર ખેચર એ પાચ સમુર્છિમ ને ગર્ભજ એવ દશ, તેના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એવ વીશ કુલ અઠાવીશ ને વીશ અડતાલીશ ભેદ તિર્યંચના કહ્યા. હવે ત્રણુસે ત્રણુ ભેદ મનુષ્યના કહે છે પ દર કર્મભૂમિના, ત્રીસ અકર્મભૂમિના, છપ્પન અ તરદ્વીપાના એવ એકસો એક ક્ષેત્રના ગર્ભજ મનુષ્ય તેના અપ્રજાપ્તા ને પ્રજાપ્તા એવ બસે બે ને એકસો એક ક્ષેત્રના સમુચ્છિંમ મનુષ્ય તે અપ્રજાપ્તા એવ ત્રણુસે ને ત્રણુ ભેદ થયા, હવે એકસો એક ક્ષેત્રનો વિસ્તાર કહે છે કર્મભૂમિ તે કોને કહીએ? અસી એટલે તરવાર પ્રમુખ હથિયારનુ બાધવુ, મસી એટલે લખવુ, કૃષી એટલે ખેડ કરવી એ ત્રણુ પ્રકારના વ્યાપારે કરી આજીવિકા ચલાવે તેને કર્મભૂમિના મનુષ્ય કહીએ તે કર્મભૂમિના પ દર ક્ષેત્ર છે તે કહે છે. પાચ ભરત, પાચ

ઇરવત, પાચ મહાવિદેહ એ ૫દર ક્ષેત્ર ક્યાં છે ? તે કહે છે એક લાખ જોજનનો જબુ-દ્વીપ છે તેમા એક ભરત, એક ઇરવત ને એક મહાવિદેહ એ ત્રણ છે જબુદ્વીપને ફરતો બે લાખ જોજનનો લવણ સમુદ્ર છે, તેને ફરતો ચાર લાખ જોજનનો ધાતકીખડ દ્વીપ છે, તેમા બે ભરત, બે ઇરવત ને બે મહા-વિદેહ એમ છ ક્ષેત્ર છે ધાતકીખડને ફરતો આઠ લાખ જોજનનો કાળોદધી સમુદ્ર છે, તેને ફરતો આઠ લાખ જોજનનો અર્ધપુષ્કર દ્વીપ છે તેમા બે ભરત, બે ઈરવત, બે મહાવિદેહ એમ છ ક્ષેત્ર છે એ ૫દર ક્ષેત્ર કર્મભૂમિના કહ્યા હવે ત્રીશ અકર્મભૂમિના મનુષ્ય કહે છે અકર્મભૂમિ તે કોને કહીએ ? અસી, મસી ને કૃષી એ ત્રણ પ્રકારના વ્યાપાર રહિત ને દસ પ્રકારના કલ્પવૃક્ષે કરીને જીવે તેને અકર્મભૂમિના મનુષ્ય કહીએ તે ક્યા ?

પાંચ હેમવય, પાચ ઇરણુવય, પાચ હરિવાસ, પાંચ રમકવાસ, પાચ દેવકુરૂ, પાચ ઉત્તર કુરૂ એવ ત્રીસ તે કયા છે? એક હેમવય, એક ઇરણુવય, એક હરિવાસ, એક રમકવાસ, એક દેવકુરૂ, એક ઉત્તરકુરૂ, એ છ ક્ષેત્ર જબુ-દ્વીપમા છે હેમવય પ્રમુખ બબે ક્ષેત્ર ધાતકી-ખડ દ્વીપમા છે એવ અઢાર ને હેમવય પ્રમુખ બબે ક્ષેત્ર અર્ધપુષ્કર દ્વીપમા છે એ કુલ ત્રીસ ક્ષેત્ર અકર્મભૂમિના મનુષ્યના કહ્યા હવે છપન અતરદ્વીપના મનુષ્યના કહે છે જબુદ્વીપના ભરત ક્ષેત્રની મર્યાદાનો કરણહાર ચુલ હેમવત નામે પર્વત છે, તે પીલો સોનાનો છે, સો જોજનનો ઊંચો છે, સો ગાઉનો ઊંડો છે, ઉત્તર દક્ષિણ એક હજાર બાવન જોજન ને બાર કળાનો પહોળો છે પૂર્વ પશ્ચિમ ચોવીસ હજાર નવસે બત્રીશ જોજનનો લાબો છે તેને પૂર્વ પશ્ચિમને છેડે

બબે ડાઢા નીકળી છે એમ પ્રથમા અધિકાર છે એક એક ડાઢા ચોરાસીસે ચોરાસીસે જોજનની ઝાઝેરી લાબી છે તે એક એક ડાઢા ઉપર સાત સાત અતર દ્વીપા છે તે ચાર ડાઢા ઉપર સાત ચોક અઠાવીસ અતર દ્વીપા છે તેમજ ઇરવત ક્ષેત્રની: મર્યાદાનો કરણહાર શિખરી પર્વત છે તે પણ ચુલ હેમવત સરિખો જાણવો. તેને પણ પૂર્વ પશ્ચિમે બબે ડાઢા નીકળેલી છે, તે એક એક ડાઢા ઉપર સાત સાત અતર દ્વીપા છે એવ અઠાવીસ હુ છપન અતર દ્વીપા જાણવા તે એક સો એક ક્ષેત્રના સમુર્છિમ મનુષ્ય ચૌદ સ્થાનકમા ઉપજે છે, તે કહે છે ઉચ્ચારેસુ વા–તે વડી નીતમા ઉપજે ૧, પાસવણેસુ વા–તે લઘુ નીતમાં ઉપજે ૨, ખેળેસુ વા–તે બળખામા ઉપજે ૩, સઘાણેસુ વા–તે નાકની લીટમા ઉપજે ૪, વતેસુ વા–તે

વમનમાં ઉપજે ૫, પીતેસુ વા–તે લીલા પીળા પીતમા ઉપજે ૬, પુએસુ વા–તે પરૂમા ઉપજે ૭, સોણીએસુ વા–તે લોહીમાં ઉપજે ૮, સુકકેસુ વા–તે વીર્યમા ઉપજે ૯, સુક્ક પોગલ પરિસાડીએસુ વા–તે વીર્યાદિકના પુદ્ગલ સુકાણા, તે ફરીથી ભીના થાય તેમા ઉપજે ૧૦, વિગયજીવકલેવરેસુ વા–તે મનુષ્યના કલેવરમા ઉપજે ૧૧, ઇત્થીપુરિસસ જોગેસુ વા–તે સ્ત્રી પુરૂષના સજોગમા ઉપજે ૧૨, નગગનિધમણેસુ વા–તે નગરની ખાળ પ્રમુખ ગટરમા ઉપજે ૧૩, સવ્વેસુ ચેવ અસુઇઠાણેસુ વા–તે સર્વ અશૂચિના સ્થાનકોમા ઉપજે ૧૪ એવં સર્વ મળીને ત્રણસે ત્રણ ભેદ મનુષ્યના કહ્યા હવે દેવતાના એકસો અઠાણુ ભેદ કહે છે તેમા દસ ભવનપતિ તેના નામ અસુરકુમાર, નાગકુમાર, સુવર્ણકુમાર, વિદ્યુતકુમાર અગ્નિકુમાર, દ્વીપકુમાર, ઉદધિકુમાર, દિશાકુમાર,

પવનકુમાર, સ્તનિતકુમાર, ૧૦, હવે ૧૫ દર પરમાધામીના નામ કહે છે અબ, અબારિસ, સામ, સબળ, રૂદ્ર, વૈરૂદ્ર, કાળ, મહાકાળ, અસિપુત્ર, ધનુષ્ય, કુભ, વાળુ, વેતરણી, ખર- સ્વર, મહાઘોષ ૧૫ હવે સોળ વાણુવ્યંતરના નામ કહે છે પિશાચ, ભુત, જક્ષ, રાક્ષસ, કિન્નર, કિ પુરૂષ, મહોરગ, ગાધર્વ, આણુપન્ની પાણુપન્ની, ઇસિવાઇ, ભૂઇવાઇ, કદીય, મહા- કદીય, કોહડ, પયગદેવ એ ૧૬ હવે દસ જભકાના નામ કહે છે આણુજભકા, પાણુ- જભકા, લયણુજભકા, સયણુજભકા, વત્થ- જભકા, પુષ્પજભકા, ફળજભકા, બીયજ- ભકા, વિજ્જુજભકા, અવિયતજંભકા ૧૦. હવે દસ જ્યોતિષીના નામ ચદ્રમા, સૂર્ય, ગૃહ, નક્ષત્ર,તારા એ પાચ ચર તે અઢી દ્વી- પમા છે, ને પાચ સ્થિર તે અઢી દ્વીપ બહાર છે એવ ૧૦. હવે ત્રણ કિલ્વિષીના નામ કહે

છે ત્રણ પલીયા, ત્રણ સાગરીયા, તે૭ સાગરીયા, હવે નવ લોકાંતિકના નામ સારસ્વત, આદિત્ય, વનહિ, વરૂણ, ગર્દતોયા, તોશિયા, અવ્યાબાધ, અગિચ્ચા, રિઠ્ઠા એવ ૯ હવે બાર દેવલોકના નામ સુધર્મા, ઇશાન, સનતકુમાર, માહેંદ્ર, બ્રહ્મલોક, લતક, મહાશુક્ર, સહસાર, આણુત, પ્રાણુત, આરણ, અચ્યુત, એવ ૧૨ હવે નવ ગ્રૈવેયકના નામ કહે છે ભદ્દે, સુભદ્દે, સુજાએ, સુમાણસે, પ્રીયદસણે, સુદસણે, આમોહે, સુપડિબદ્ધે, જસોધરે એવ ૯ હવે પાચ અનુત્તર વિમાનના નામ વિજય, વિજયત, જયત, અપરાજીત, સર્વાર્થસિદ્ધ. એ ૫ એવ સર્વ મળીને નવાણું જાતના દેવતા તેના અપ્રજાતા ને પ્રજાપ્તા, એવ નવાણું દુ એકસો અઠાણુ ભેદ દેવતાના જાણવા, ચારે ગતિના સર્વ મળીને ત્રણસે ત્રેસઠ ભેદ જીવના જાણવા ઈતિ જીવ તત્વ સમાપ્ત ૧

**બીજો અજીવતત્વ** કહે છે હવે પ્રથમ અજીવતત્વના ચૌદ ભેદ કહે છે. ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય એ ત્રણ દ્રવ્યના એક એક દ્રવ્યના ત્રણ ત્રણ ભેદ થાય છે, તે કહે છે ધર્માસ્તિકાગનો સ્કધ ૧ દેશ ૨ પ્રદેશ ૩, અધર્માસ્તિકાયનો સ્કધ ૪ દેશ ૫ પ્રદેશ ૬, આકાશાસ્તિકાયનો સ્કધ ૭ દેશ ૮ પ્રદેશ ૯ ને અદ્ધા સમયકાળ ૧૦ એ દશ ભેદ રૂપી અજીવના કહ્યા હવે પુદ્ગલાસ્તિ-કાયના ચાર ભેદ, પુદ્ગલાસ્તિકાયનો સ્કંધ ૧ દેશ ૨ પ્રદેશ ૩ પરમાણુ પુદ્ગલ ૪ એ ચાર ભેદ રૂપી અજીવના કહ્યાં એવ કુલ ચૌદ ભેદ જાણવા હવે વ્યવહાર વિસ્તાર-નયે કરી ૫૬૦ ભેદ અજીવતત્વના કહે છે તેમા પ્રથમ ત્રીશ ભેદ અરૂપિ અજીવના કહે છે ધર્માસ્તકાય દ્રવ્ય થકી એક, ક્ષેત્ર થકી લોક પ્રમાણે, કાળ થકી અનાદિ અનત

ભાવ થકી અવર્ણે, અગંધે, અરસે, અફાસે, અમૂર્તિ ૪ ગુણ થકી ચલણ સહાય ૫ અધર્માસ્તિકાય દ્રવ્યથકી એક ૬ ક્ષેત્રથકી લોક પ્રમાણે ૭ કાળથકી આદિ અંત રહિત ૮ ભાવ થકી અવર્ણે, અગંધે, અરસે, અફાસે, અમૃર્તિ ૯ ગુણથકી સ્થીર સ્હાય ૧૦. આકાશાસ્તિકાય દ્રવ્ય થકી એક ૧૧, ક્ષેત્રથકી લોકાલોક પ્રમાણે ૧૨, કાળથકી અનાદિ અનંત ૧૩, ભાવથકી અવર્ણે, અગંધે, અરસે, અફાસે, અમૂર્તિ ૧૪, ગુણથકી અવગાહનાદાન તે વસ્તુને સમાવવો ૧૫ હવે કાળ દ્રવ્યથકી અનેક ૧૬ ક્ષેત્ર થકી અઢીદ્વીપ પ્રમાણે ૧૭, કાળથકી અનાદિ અનંત ૧૮, ભાવથકી અવર્ણે, અગંધે, અરસે, અફાસે, અમૂર્તિ ૧૯, ગુણ થકી વર્તના લક્ષણ તે જીવઅજીવ ઉપર વર્તે છે ૨૦ આ વીશ ને પૂર્વે દસ કહ્યા તે મળી ત્રીસ ભેદ અરૂપિ અજીવના જાણવા હવે

૫૩૦ ભેદ રૂપી અજીવના કહે છે તેમાં પ્રથમ વર્ણ પાંચ–કાળો ૧, લીલો ૨, રાતો ૩, પીળો ૪, ધોળો ૫ એક એક વર્ણમાંહે વીશ વીસ ભેદ લાભે તે કહે છે બે ગધ પાચ રસ, પાચ સંઠાણ, આઠ ફરસ એવં વીસ તે પાચેના વીશ પચાને સો થયા હવે ગધ બે સુરભિગધ ને દુભિંગધ. એક ગધ-માહે ત્રેવીસ ત્રેવીસ ભેદ લાભે તે કહે છે પાચ વર્ણ, પાચ રસ, પાચ સઠાણ આઠ ફરમ એવ તેવીસ દુ છેતાલીશ ભેદ, બે ગધના જાણવા હવે પાચ રસ–તીખો કડવો કષાયલો ખાટો મીઠો ૫ એક એક રસમા વીસ વીશ ભેદ લાભે તે કહે છે પાચ વર્ણ, બે ગધ પાચ સઠાણ, આઠ ફરસ એવં વીસ તે પાંચના વીશ પચા સો ભેદ રસના જાણવા. હવે પાચ સંઠાણ કહે છે. પરિમંડળ સઠાણ ૧,વટ સંઠાણ ૨, ત્રંશસઠાણ ૩ ચઉરંશ સઠાણ

૪, આયત સંઠાણ ૫ એક એક સંઠાણમાં વીશ વીશ ભેદ લાભે તે કહે છે. પાચ વર્ણ, બે ગંધ, પાચ રસ, આઠ ફરસ એવ વીશ-પચાસો ભેદ સંઠાણના જાણવા

હવે આઠ ફરસ કહે છે ખરખરો ૧, સુવાળો (લીસો) ૨, ભારે ૩, હળવો ૪, ટાઢો ૫, ઉનો ૬, ચોપડયો ૭, લુખો ૮ એક એક ફરસમા તેવીશ તેવીશ ભેદ લાભે તે કહે છે પાચ વર્ણ બે ગંધ પાચ રસ પાચ સંઠાણ ૭ ફરશ એવ તેવીસ ભેદ લાભે, ખરખરામા ખરખરો ને સુવાળો બે વર્જવા, સુવાળામા સુવાળો ને ખરખરો બે વર્જવા, ભારેમા હલકો ને ભારે વર્જવો, હલકામા ભારે ને હલકો વર્જવો, ટાઢામા ટાઢો ને ઉનો વર્જવો, ઉનામા પણ એ બે વર્જવા, લુખામા લુખો ને ચોપડયો એ બે વર્જવા તેમા ચોપડયામા પણ એ બે વર્જવા એમ બબે ફરસ વર્જવા

એમ એક ફરસના તેવીસ ભેદ પ્રમાણે આઠ ફરસના એકસો ચોરાશી ભેદ જાણવા પુર્વે કહ્યા તે ત્રીસ ભેદ અરૂપી અજીવના, સો પાચ વર્ણના. છેતાળીશ બે ગ ધના, સો પાચ રસના, સો પાચ સ ઠાણના, એકસો ચોરાશી આઠ ફરસના કુલ મળીને ૫૬૦ ભેદ અજીવ તત્વના જાણવા ઈતિ અજીવતત્વ સમાપ્ત ૨

હવે ત્રીજો પુણ્યતત્વ કહે છે હવે તેમા નવ પ્રકારે પુણ્ય ઉપરાજે તે કહે છે અન્ન પુન્ને-તે અન આપવાથી ૧, પાણપુન્ને-તે પાણી વીગેરે આપવાથી ૨, લયણ પુન્ને-તે સાધુ મુનિરાજ આદને જગ્યા દેવાથી ૩, સયણપુન્ને-તે શય્યા પાટ પ્રમુખ દેવાથી ૪, વત્થ પુન્ને-તે વસ્ત્ર આપવાથી ૫, મનપુન્ને ૬ વચનપુન્ને ૭ કાયપુન્ને ૮ નમસ્કારપુન્ને ૯ તેના શુભ ફળ બેતાળીસ ભેદે ભોગવે તે કહે છે શાતા વેદનીય તે જેને ઉદયે જીવ

શાતા પામે ૧, ઉંચ ગોત્ર તે ઉંચા કુળમા ઉપજે ૨, મનુષ્યગતિ ૩, મનુષ્યાનુપૂર્વિ ૪, દેવગતિ ૫, દેવાનુપૂર્વિ ૬, ૫ચેદ્રિય જાતિ કે જેના ઉદયે ૫ચોદ્રયપણુ પામે ૭, પાચ શરીર તે કહે છે ઉદારિક શરીર ૮, વૈક્રેય શરીર ૯, આહારકના શરીર ૧૦, તેજસ શરીર ૧૧, કાર્મણ શરીર ૧૨, ઉદારિકના અગ ઉપાગ ૧૩, વૈક્રેયના અગ ઉપાગ ૧૪, આહાકારના અંગ ઉપાગ ૧૫, તેજસ, કાર્મ-ણને અગ ઉપાઞ નથી વજ્રઋષભનારાચ સઘયણ તેનો અર્થ કહે છે વજ્ર તે ખીલી, ઋષભ તે પાટો, નારાચ તે બે પાસાના મર્ક-ટબધ, પ્રથમ મર્કટબધ, તે ઉપર પાટો, તે ઉપર ખીલી એવો હાડનો સમુદાય હોય તેને વજ્રઋષભનારાચસઘયણ કહીએ ૧૬ સમ ચઉરશ સઠાણ ૧૭ શુભ વર્ણ તે ધોળો, પીળો, પ્રમુખ ૧૮ શુભ ગધ તે સુરભિ ગધ

૧૯ શુભ રસ ૨૦ શુભ સ્પર્શ ૨૧ અગુરૂ લઘુ નામ તે આકડાના કપાસની માફક શરીર હળવું નહિ તેમ લોઢાના ગોળાની માફક ભારે પણ નહિ ૨૨ પરાઘાત નામ તે જેના ઉદયથી બળીયાને જીતે ૨૩ ઉશ્વાસ નામ તે શ્વાસોશ્વાસ સુખે લે ને મુકે તે ૨૪ આ-તાપ નામ તે સૂર્યની માફક તેજ લાગે તે ૨૫ ઉદ્યોત નામ તે ચદ્રમાની માફક પ્રકાશવત થવુ તે ૨૬ શુભ ચાલવાની ગતિ ૨૭ નિર્માણુ નામ તે અગના અવ-યવને ઠેકાણે બેસાડવું તે ૨૮ ત્રાસ નામ ૨૯ બાદર નામ ૩૦ પ્રજાપ્તા નામ ૩૧ પ્રત્યેક નામ ૩૨ સ્થિર નામ ૩૩ શુભ નામ ૩૪ સૌભાગ્ય નામ ૩૫ સુસ્વર નામ ૩૬ આદેય નામ ૩૭ જસોકીર્તિ નામ ૩૮ દેવતાનુ આઉખુ ૩૯ મનુષ્યનુ આઉખુ ૪૦ તિર્યંચનુ આઉખુ જુગલવત્ ૪૧ તીર્થંકર નામ કર્મ

૪૨ એવ બેતાળીશ ભેદ પુણ્ય તત્વના જાણવા. પુણ્ય તે આત્માને પવિત્ર કરે, ધર્મની સહાય દે, ચૌદમા ગુણઠાણા સુધી પુણ્ય છે તે વોળાવા રૂપ જાણવો પુણ્યથી મળેલ શુભ ભોગ તથા પાચ ઇદ્રિયોના વિષય, તેમા તલ્લા-લીન થઇ રાચવુ નહિ, પણ તે ભોગ છાડવા યોગ્ય છે ઈતિ પુણ્યતત્વ

હવે ચોથો પાપતત્વ કહે છે અઢાર પ્રકારે પાપ ઉપરાજે પ્રાણાતિપાત—જીવની હિસા કરવાથી ૧, મૃષાવાદ—જીુઠુ બોલવુ તે ૨, અદત્તાદાન—ચોરી કરવી તે ૩, મૈથુન—સ્રી સેવવી તે ૪, પરિગ્રહ—તે પૈસા વગેરે એકઠો કરી રાખવા તે ૫, ક્રોધ ૬, માન ૭, માયા—કપટ કરવુ તે ૮, લોભ ૯, રાગ ૧૦, દ્વેષ ૧૧, કલહ ૧૨, અભ્યાખ્યાન—આળ ચડાવવુ તે ૧૩, પૈશૂન્ય—ચાડી ખાવી તે ૧૪, પરપરિવાદ-અવરણાવાદ બોલવા તે ૧૫, અરઇરઇ—ધર્મ-

મા અરતિ ને પાપમા રતિ તે ૧૬, માયામોસો-
કપટ સહિત જુઠું બોલવું તે ૧૭, મિચ્છા-
દ સણુસલ્લ—ખોટુ દેખવુ, સરધવુ તે શલ્ય ૧૮,
એ અઢાર સ્થાનકે પાપ ઉપરાજે તેના અશુભ
ફળ બ્યાસી પ્રકારે ભોગવે તે કહે છે મતિ
જ્ઞાનાવરણીય ૧, શ્રુત જ્ઞાનાવરણિય ૨, અવધિ
જ્ઞાનાવરણિય ૩, મન પર્યવ જ્ઞાનાવરણીય, ૪
કેવળ જ્ઞાનાવરણીય ૫ એ પાચને ઢાકનાર તે
જ્ઞાનાવરણી કહેવાય દાનાંતરાય ૬ લાભાતરાય
ભોગાતરાય ૮ ઉપભોગાતરાય ૯ વીર્યાતરાય
૧૦ નિદ્રા ૧૧ નિદ્રા નિદ્રા ૧૨ પ્રચલા ૧૩
પ્રચલા પ્રચલા ૧૪ થિણદ્ધી નિદ્રા ૧૫ ચક્ષુ
દર્શનાવરણીય ૧૬ અચક્ષુ દર્શનાવરણીય, ૧૭,
અવધિ દર્શનાવરણીય ૧૮ કેવળ દર્શનાવરણીય
૧૯ નીચ ગોત્ર ૨૦ અસાતાવેદનીય ૨૧ મિથ્યા-
ત્વમોહનીય ૨૨ સ્થાવરપણુ ૨૩ સૂક્ષ્મપણુ
૨૪ અપ્રજાપ્તાપણુ ૨૫ સાધારણપણુ ૨૬

અસ્થિર નામ ૨૭ અશુભ નામ ૨૮ દુર્ભાગ્ય નામ ૨૯ દુસ્વર નામ ૩૦ અનાદેય નામ ૩૧ અજશો કીર્ત્તિ નામ ૩૨ નરકની ગતિ ૩૩ નરકનું આઉખું ૩૪ નરકાનુપૂરવી ૩૫ અનંતાનુબંધિ ( જેના બંધનો છેડો ન આવે તે ) ક્રોધ ૩૬ માન ૩૭ માયા ૩૮ લોભ ૩૯ અપ્રત્યાખ્યાની ક્રોધ ૪૦ માન ૪૧ માયા ૪૨ લોભ ૪૩ પચ્ચખાણાવરણીય ક્રોધ ૪૪ માન ૪૫ માયા ૪૬ લોભ ૪૭ સંજવલનો ક્રોધ ૪૮ માન ૪૯ માયા ૫૦ લોભ ૫૧ હાસ્ય ૫૨ રતિ ૫૩ અરતિ ૫૪ ભય ૫૫ શોક ૫૬ દુગંચ્છા ૫૭ સ્ત્રીવેદ ૫૮ પુરૂષવેદ ૫૯ નપુસકવેદ ૬૦ તિર્યંચની ગતિ ૬૧ તિર્યંચાનુપૂરવી ૬૨ એકેંદ્રિયપણું ૬૩ બેઇંદ્રિયપણું ૬૪ તેઇંદ્રિયપણું ૬૫ ચઉરિંદ્રિયપણું ૬૬ અશુભ ચાલવાની ગતિ ૬૭ ઉપઘાત નામ ૬૮ અશુભ વર્ણ ૬૯ અશુભ ગંધ ૭૦ અશુભ

રસ ૭૧ અશુભ સ્પર્શ ૭૨ વજ્રરૂષભનારાચસં-
ઘયણ—તે બે પાસે મર્કટબંધ હોય ૭૩ નારાચ
—તે મર્કટબંધ એકલો હોય ૭૪ અર્ધ
નારાચ—તે એક પાસે મર્કટબંધ ૭૫ કીલકૂ
સંઘયણ—તે હાડ માંહોમાંહે એક ખીલીનો
બંધ ૭૬ છેવઠ્ઠુ સંઘયણ—તે ખીલી રહિત
હોય ૭૭ નિગ્રોહપરિમંડળ સંઠાણ ૭૮ સાદિ
સંઠાણ ૭૯ વામન સંઠાણ ૮૦ કુબ્જ સંઠાણ
૮૧ હુંડ સંઠાણ ૮૨ એ બ્યાસી ભેદ પાપ-
તત્વના જાણવા. પાપે કરી આત્મા મેલો થાય
તેથી ઘણા અશુભ કર્મ બંધાય, ઘણાજ
દુઃખ ભોગવતો ચાર ગતિમા ગોથા ખાય
ઇતિ પાપતત્વ સમાપ્ત ૪

હવે પાંચમો આશ્રવતત્વ કહે છે—તેના
સામાન્ય પ્રકારે વીશ ભેદ કહે છે મિથ્યાત્વ
તે આશ્રવ ૧ અવ્રત તે આશ્રવ ૨ પ્રમાદ
તે આશ્રવ ૩ કષાય તે આશ્રવ ૪ અશુભ જોગ

તે આશ્રવ ૫ પ્રાણાતિપાત તે આશ્રવ ૬ મૃષાવાદ તે આશ્રવ ૭, અદત્તાદાન તે આશ્ર૦ ૮, મૈથુન તે આશ્રવ ૯, પરિગ્રહ તે આશ્ર૦ ૧૦ શ્રોતેંદ્રિય અસવરે તે આશ્રવ ૧૪ સ્પર્શે દ્રિય અસવરે તે આશ્રવ ૧૫ મન અસવરે તે આશ્રવ ૧૬ વચન અસવરે તે આશ્ર૦ ૧૭, કાયા અસવરે તે આશ્રવ ૧૮, ભંડ ઉપગરણ અજનતાએ લે મુકે તે આશ્ર૦ ૧૯ શુચિ કુસગ કરે તે આશ્રવ સુચી એટલે સોય ને કુસગ એટલે ડાભડાની અણી તે હાસી નિમિત્તે દ્વેષે કરીને બીજાને અડાડે તે આશ્રવ. એ વીશ ભેદ આશ્રવના સામાન્ય પ્રકારે કહ્યા હવે વિશેષે બેતાલીસ ભેદ કહે છે પાચ આશ્રવ પાચ ઈંદ્રિય ચાર કષાય ત્રણ અશુભ જોગ એવ સત્તર હવે પચીસ ક્રિયા કહે છે કાઇયાએ તે કાયાને અજનતાએ પ્રવર્તાવતા જે ક્રિયા લાગે તે ૧ અહિ-

ગરણિયા—ખડ્ગાદિક અધિકરણે જીવ હણાય તે ૨, પાઉસિઆ—જીવ અજીવ ઉપર દ્વેષની ચિંતવના કરવી તે ૩, પારિતાવણિયા—પોતાને તથા પરને પરિતાપ ઉપજાવવો તે ૪, પાણા-ઇવાય—એકેંદ્રિય આદિ જીવને હણવું, હણાવવું ત ૫, આરંભયા—કૃષિ પ્રમુખ આરંભ કરતા લાગે તે ૬, પરિગ્ગહિયા—ધન, ધાન્યાદિક નવ-વિધ પરિગ્રહ મેળવતા તથા તેના ઉપર મુર્ચ્છા ધરતા લાગે તે ૭, માયાવત્તીયા—મા-યાએ પરને ઠગતા લાગે તે ૮, અપચ્ચખાણ વત્તિયા—પચ્ચખાણ કીધા વગર, અવ્રતિ રહ્યા થકા સર્વ વસ્તુની ક્રિયા લાગે તે ૯, મિચ્છા-દંસણવત્તિયા—જીનવચન અણસદ્દહતો વિપરિત પરૂપણા કરતા લાગે તે ૧૦, દિઠ્ઠિયા—કૌતુક વસે હર કોઇ જોણુ જોતા લાગે તે દ્રષ્ટિની ક્રિયા ૧૧, પુઠિયા—પુરૂષ, સ્રી, ગાય, બળદ વસ્ત્ર પ્રમુખ સુકુમાળ વસ્તુનો સ્પર્શ કરતા લાગે તે ૧૨ પાડુચ્ચિયા—બીજાને ઘેર હાથી

ઘોડા આભરણ વસ્ત્ર પ્રમુખ દેખી દ્વેષ ધરે જે
એ વસ્તુ એની પાસે કેમ એમ ચિંતવતા
લાગે તે ૧૩ સામ તોવણીયા–પોતાને ઘેર
ઘોડા મુખ જોવા લોક આવે તે વખાણે
ત્યારે ખુશી થાય અથવા દહીં, દુધ, ઘી, તલ
પ્રમુખના ઠામ ઉઘાડા રાખે તેમા જીવ મગ્તા
લાગે ત ૧૪ નેસત્થિયા–રાજાને આધકારી
થકો વાવ, કુવા ખોદાવતા ને હથીયાર
ઘડાવતા લાગે તે ૧૫ સાહથિયા–પોતાને
હાથે જીવ વિણાસે તથા ચિત્રા કુતગ
પાસે જીવ હણાવતા લાગે તે ૧૬ આણ-
વણિયા–આજ્ઞા દીધે ક્રિયા લાગે તે ૧૭
વિદારણિયા–જીવ–અજીવ વિદારણ કરતા લાગે
તે ૧૮ અણાભોગી કામવગર વસ્તુને લેતા
મુકતા તથા હિંડતા, બેસતા લાગે તે
૧૯ અણવકખવતિયા–આ લોક તથા પરલોક
વિરૂદ્ધ કામ આચરતા લાગે તે ૨૦ અનાપઉગી
આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન ચિંતવે કર્મ બાંધે તે

૨૧ સામુદાણી–ઘણા મળી એવુ મોટુ પાપ કરે કે જેથી આઠ કર્મનો બધ એકઠો બાધે ૧ ૨૨ પેજવતિયા–પ્રેમના વચન એવા બોલે કે જેથી અધિકો રાગ વધે તે ૨૩ દોસવતિયા અહંકારી થઇ ગર્વના વચન બોલે જેથી આગલાને દ્વેષ ઉપજે તે ૨૪ ઇરિયાવહિયાક્રિયા–કષાય રહિત કેવળ કાયજોગ પ્રવર્તાવતા લાગે તે ઈરિયાવહિયા કહેતા પથની-ક્રિયા તે અપ્રમત સાધુ ને કેવળીને પણ હોય એ પચીસ ૨૫, એવ પચીસ ને સત્તર પૂર્વે કહ્યા તે કુલ બેતાલીસ ભેદ જાણવા આશ્રવ તે જીવને કર્મ ચાલ્યા આવે તે કેવી રીતે ? જેમ ફુટેલ નાવામા પાણી આવે ને પાણીરૂપ પ્રવાહ ભરાઈને ભારે થાય તેમ કર્મરૂપ પ્રવાહથી જીવ ભારેકર્મી થઇ ચારે ગતિમા રખડે

હવે છઠા સવર તત્વના સામાન્ય પ્રકારે વીશ ભેદ કહે છે સમકિત તે સવર ૧, વ્રત પચ્ચખાણ–તે સવર ૨, અપ્રમાદ તે સવર

૩, અકષાય તે સવર૪, શુભ જોગ તેસવર
૫, જીવ દયા પાળવી તે સવર ૬, સત્યવચન
બોલવુ તે સવર ૭, દત્તવ્રત ગ્રહણ કરવુ તે
સવર ૮, શીયળ પાળવુ ત સવર ૯, અપરિ
ગ્રહ તે સવર ૧૦, ઈદ્રિય પાચ ને જોગ ત્રણ
એ આઠનુ સવરવુ તે સવર, એવ અઢાર
ભડ ઉપગરણ જતનાએ લે મુકે તે સવર ૧૯
શુચિકુસગ્ગ ન કરે તે સવર ૨૦, એ વીશ

હવે વિશેષે સત્તાવન ભેદે સવર કહે છે
ઇરિયા સમિતિ તે ઉપયોગ સહિત જનતાએ
ચાલવું ૧, ભાષાસમિતિ–તે નિર્દોષ ભાષ
બોલવી ૨, એષણા સમિતિ તે નિર્દોષ આહાર
પાણી, વસ્ત્ર, પાત્રની ગવેષણા કરવી તે ૩
આયાણભડમત્ત નિખેવણાસમિતિ–ત જતનાએ
પુજી વસ્તુ લેવી મુકવી તે ૪ ઉચ્ચાર પાસ
વણ ખેલજલ સઘાણ પારિઠાવણીયા સમિાત તે
વડિનીતી, લઘુનીતી, બળખો, મેલ પ્રમુખ જત
નાએ પુજીને પરઠવવા તે ૫, એ પાચ સમિતિ
માઠે ધ્યાને કરી ઉપજેલ કલ્પનાજાળને ટાળવી

ધર્મધ્યાને કરી મધ્યસ્થ પરિણામ કરવા સર્વથા મનને રોકવો, તેરમા ગુણઠાણાને અંતે લાવવો, એ ત્રણ પ્રકારે મન ગોપવવુ ત મનગુપ્ત ૧, હાથ પ્રમુખની સન્ના ન કરે એવો મૌનપણો, યાચના પ્રમુખકાર્યે પણ મુખે જતના રાખી બોલે તથા સર્વથા વચનરોધ જતનાએ બોલવુ તે વચનગુપ્તિ ૨, પરિસ્મહ ઉપજે તો પણ કાયા સ્થિર રાખવી અથવા યોગ નિરૂદ્ધવસ્થાએ સર્વથા શરીર ચેષ્ઠા તજવી, આસન, શયન પ્રમુખને વિષે સૂત્રોક્ત વિધિએ ચેષ્ટાનો નિયમ તે કાયગુપ્ત એ ત્રણ ગુપ્ત ને પાચ સમિતિ એ આઠ પ્રવચન આદરવા જોગ છે

હવે બાવીસ પરીસ્સહ કહે છે ભુખ લાગે તે ખમે ને આહારની ઇચ્છા ન કરે તે ક્ષુધા પરિસ્સહ ૧, તરશ ખમે તે તૃષાનો પરિસ્સહ ૨, ટાઢ સહન કરે તે ટાઢનો પરિસ્સહ ૩, તાપ ખમે તે તાપનો પરિસ્સહ ૪,

ડાસ મચ્છર જુ પ્રમુખ ચટકા ભરે ને ખમે તે ડસ પરિસ્સહ ૪, વસ્ત્રને અભાવે મેલા ફાટયા વસ્ત્ર ધરતે છતે દીનપણું ન કરે અથવા વસ્ત્રનુ પ્રમાણ તે અચેલનો પરિસ્સહ ૬, સ જમને વિષે ખેદ તે અરતિનો પરિસ્સહ ૭, રૂપવત સ્ત્રી દેખીને ક્ષોભ પામે નહિ તે સ્ત્રીનો પરિસ્સહ ૮, વિહાર કરતા ખેદ પામે નહિ તે ચરિઆનો પરિસ્સહ ૯, શ્મશાનમા તથા જૂના ઘરમા રહેતા ખેદ ન પામે તે બેસવાનો પરિસ્સહ ૧૦, સુવાની જગ્યા ખરાબ હોય તો પણ ખેદ પામે નહિ તે સેજ્જા પરિસ્સહ ૧૧, કોઇ તિરસ્કારના વચન કહે તો પણ રીસ ન કરે ત આક્રોશ વચનનો પરિસ્સહ ૧૨, કોઈ પ્રહાર કરે તેના ઉપર દ્વેષ ન કરે તે વધનો પરિસ્સહ ૧૩, કોઇ ગૃહસ્થ પાસે યાચના કરતા ન આપે અથવા આપતા સકોચ કરે તો પણ પોતે ગૃહસ્થપણું ન વાછે

ને યાચનાનો પરિસ્સહ ૧૪, ગોચરી ગયાથકા શુદ્ધ આહાર વસ્ત્રાદિક ન પામે તે અલાભનો પરિસ્સહ ૧૫, રોગાદિક વેદનાએ પીડાતા દીનપણુ ન કરે ને ચિકિત્સા પણ ન કરે તે રોગનો પરિસ્સહ ૧૬, સંથારામા ડાભ પ્રમુખના તરણા લાગતા અસમાધિ ન કરે તે તૃણ સ્પર્શનો પરિસ્સહ ૧૭, મેલ ઉપજે ને સ્નાનાદિક ન વાંછે તે મેલનો પરિસ્સહ ૧૮, કોઇ વાંદે પૂજે તો અહંકાર ન આણે ને કોઇ ન વાંદે તો દીલગીર ન થાય તે સત્કાર પુરસ્કારનો પરિસહ ૧૯, ઘણી બુદ્ધિ છતા ગર્વ ન કરે, વિનય ન ચુકે તે પ્રજ્ઞાનો પરિસ્સહ ૨૦, ભણતર ન આવડે તોય ભણવુ ન મૂકે ને ઘણુ આવડે તો છળ છળિઓ ન થાય તે અજ્ઞાનનો પરિસ્સહ ૨૧, જીનમતના સૂક્ષ્મ વિચાર સાંભળી સંદેહ આણે અને પરદર્શનિની ઉન્નતિ તથા કષ્ટાદિક ક્રિયા દેખી મૂઢ દૃષ્ટિ ન થાય તે દર્શણનો પરિસ્સહ ૨૨, એ

બાવીસ પરીસ્સહ ને પૂર્વ આઠ કહ્યા તે એવ ત્રીશ દસ પ્રકારે યતિ ધર્મ તે કહે છે ખતિ–ક્ષમાધર્મ તે ક્રોધનો અભાવ ૧, મુત્તિ –મુક્તિધર્મ તે નિર્લોભતા ૨, અજજવે–આર્ય ધર્મ તે માયાનો ત્યાગ ૩, મદવે–માર્દવધર્મ ત માનનો ત્યાગ ૪, લાધવે–હળવાપણુ તે અલ્પ ઉપગર ૫, સચ્ચે–સત્યધર્મ તે સાચુ બોલવુ ૬, સજમે–સજમ ધર્મ તે સત્તરે ભેદે સજમ પાળવો ૭, તવે–તપધર્મ તે ઇચ્છાનિરોધ ૮, ચિયાએ–ચોરીનો ત્યાગ કરવો તે ૯, બભચેરવાસે–બ્રહ્મચર્ય ધર્મ તે મૈથુન-નો ત્યાગ ૧૦, એ દસ પ્રકારે યતિધર્મ આરા-ધવો એ દસ ને આગળ ત્રીશ મળી કુલ ચાલીસ ભેદ થયા બાર ભાવના ભાવવી તે કહે છે લક્ષ્મી, કુટુબ પરિવાર, યોવન, આ ઉખુ એ અનિત્ય છે એમ ભાવવુ તે અનિત્ય ભાવના ૧, ધન કુટુબાદિક મરણ આવે કોઇને શરણભુત નથી એમ ભાવવુ તે અશરણ

ભાવના ૨, સંસારના સર્વ ભાવ આ જી
અનુભવ્યા એમ ભાવવુ તે સંસાર ભાવ
૩, જીવ એકલો આવ્યો, એકલો જાશે, સુ
દુ ખ એકલો ભોગવશે પણ કોઇ સખાઇ થ
નહિ એમ ભાવવુ તે એકત્વ ભાવના ૪, આત
જ્ઞાન સ્વરૂપી અને શરીરાદિક જડરૂપ છે મા
આત્મા શરીરથી જુદો છે એમ ભાવવુ
અન્યત્વ ભાવના ૫, કાયા જે લોહી, રસ
માસ પ્રમુખ અશુચિથી ભરેલી છે ને તેમ
નવ દ્વાર વહેતા રહેલા છે, ત કાયા કદી પા
પવિત્ર છે નહી એમ ભાવવુ તે અશુચિ
ભાવના ૬, મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય
એણે કરી અશુભ કર્મ બધાય છે એમ
ભાવવુ તે આશ્રવ ભાવના ૭, મિથ્યાત્વાદિક
આશ્રવનું સવરવુ તે સવર ભાવના ૮, બા
ભેદે તપશ્ચર્યાએ કરી કર્મનું ઝરવુ તે નિર્જર
ભાવના ૯, લોકનુ સ્વરૂપ ચિતવવુ તથા તમા
આપણો જીવ સર્વ ઠેકાણે અનતિવાર ઉપન્યો

એમ ભાવવુ તે લોક ભાવના ૧૦, સમકિત પામવુ દુર્લભ છે એમ ભાવવુ તે બોધ ભાવના ૧૧, ધર્મ પમાડનાર અને સંસારથી છોડાવનાર અરિહંત તથા સાધુ છે એમ ભાવવુ તે ધર્મ ભાવના ૧૨, એમ બાર ને પૂર્વે ચાળીસ કહ્યા તે કુલ બાવન ભેદ થયા હવે પાચ ચારિત્ર કહે છે આત્માને સમભાવે ગણવો જ્ઞાન, દર્શન, ચારિત્રનો લાભ તે સામાયિક ચારિત્ર ૧, ફરીને ઉપસ્થાન કરવુ, ફરી બીજી દીક્ષા દેવી તે છેદોપસ્થાપનિય ચારિત્ર ૨, ગચ્છથી બહાર નવ જણા નિકળીને તપ કરે તે પારિહારિવિશુદ્ધ ચારિત્ર તેની વિધિ સૂત્રથી જાણવી ૩, થોડુંક કષાય રહેલ એવુ ચારિત્ર તે સૂક્ષ્મસંપરાય ચારિત્ર ૪, જેવુ સૂત્રમા કહ્યુ છે તવુ પાળવુ તે જથાખ્યાત ચારિત્ર ૫, એ પાચ ને પૂર્વે કહ્યા તે બાવન એમ કુલ સત્તાવન ભેદ જાણવા

હવે સાતમો નિર્જરા તત્વ કહે છે હવે

નિર્જરા તત્વના ૭ બાહ્ય ને છ અભ્યતર એવા બાર ભેદ છે છ બાહ્ય કહે છે અણુ-સણ તે આહારનો ત્યાગ તેના બે ભેદ છે એક નોકારસીથી માડી છમાસી તપ સુધી ને બીજો જાવજીવ લગણુ તેના ઘણા પ્રકાર છે ૧, ઉણોદરી તપ તે ઉણા પેટ રાખવા તેના બે ભેદ છે દ્રવ્ય ઉણોદરી ત પાણી તથા ઉપગરણુ અલ્પ ગખવા ને બીજો ભાવ ઉણો-દરી ત ક્રોધાદિક ઓછા કરવા ૨, વૃત્તસક્ષેપ તપ તે ચાર ભેદે અભિગ્રહ ધારવા દ્રવ્યથી ૧, ક્ષેત્રથી ૨, કાળથી ૩, ભાવથી ૪ ॥ ૩ ॥ રસ પરિત્યાગ તે નીવી, આયબીલ કરવો તથા વિગયમાથી હરકોઇ વિગયનો ત્યાગ કરવો તે ૪, કાયકલેશ તપ તે લોચ કરાવવો આતાપના લેવી, કાઉસગ્ગ કરવો વિગેરે ૫, પડિસાલનતા તપ તે ચારે ભદે ઇદ્રિય, કષાય, યોગ એ ત્રણનુ રોધવુ ને ચોથુ એકાત વસ્તિએ રહેવુ તે ૬, હવે અભ્યતર તપના છ ભેદ કહે છે

પ્રાયશ્ચિત્ત ૧, વિનય ૨, વૈયાવચ્ચ ૩, સજઝાય ૪, ધ્યાન ૫, કાયોત્સર્ગ તપ તે એક ધ્યાને કાઉસગ્ગ કરવો ઈત્યાદિ ૬, એ છ ભેદ અભ્યતરના કુલ બાર ભેદ થયા એ બાર ભેદે તપશ્ચર્યા કરતા નિર્જરા થાય

હવે આઠમો બધતત્વ કહે છે બધતત્વના ચાર ભેદ પ્રકૃતિબધ ૧, સ્થિતીબધ ૨, અનુભાગબધ ૩, પ્રદેશબધ ૪, હવે પ્રકૃતિબધ ત કર્મનો સ્વભાવ તથા પરિણામ તે આઠ પ્રકારે કહે છે જ્ઞાનાવરણીય કર્મ તેણે અનતો જ્ઞાનગુણ રોકયો છે ૧, દર્શનાવરણીય કર્મ તેણે અનતો દર્શન ગુણ રોકયો છે ૨, વેદનીય કર્મ તેણે અનતો આત્મિક સુખ ગુણ રોકયો છે ૩, મોહનીય કર્મ તેણે ક્ષાયિક સમકિત તથા જથાખ્યાત ચારિત્ર ગુણ રોકયો છે ૪, આયુષ્ય કર્મ તેણે અક્ષયસ્થિતિ ગુણ રોકયો છે ૫, નામકર્મ તેણે અમુર્ત્તિ ગુણ રોકયો છે ૬, ગોત્રકર્મ તેણે અગુરૂ લઘુ ગુણ રોકયો છે ૭, અતરાય કર્મ તેણે અનત

આત્મિક શક્તિ ગુણ રોકયો છે ૮, એ આઠ કર્મનો જુદો જુદો સ્વભાવ છે હવે સ્થિતિબંધ તે આઠ કર્મની જેટલી સ્થિતિ છે તેટલી બાવે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, અંતરાય એ ચાર કર્મની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટિ ત્રીશ ક્રોડાક્રોડ સાગરોપમની મોહનીય કર્મની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટિ સીતેર ક્રોડાક્રોડ સાગરોપમની આયુષ્ય કર્મની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત્તની, ઉત્કૃષ્ટિ તેત્રીસ સાગરોપમની નામ ને ગોત્ર કર્મની સ્થિતિ જઘન્ય આઠ મુહૂર્ત્તની ઉત્કૃષ્ટિ વીશ ક્રોડાક્રોડ સાગરોપમની એ સ્થિતિબંધ જાણવો અનુભાગ બંધ તે રસ, તીવ્ર મંદ રસાદિકર્મનો તે સુખ દુઃખ વિગેરે પ્રગટપણે ભોગવવુ અથવા અનુભવવુ પ્રદેશબંધ તે કર્મ પુદ્ગળના દળ તે આત્મા સંઘાતે પ્રદેશ બંધાણા છે, તે ભોગ-

વીને આત્માના પ્રદેશથી દૂર થાય તે એ ચાર બંધનો સ્વરૂપ મોદકના દૃષ્ટાંતે કહે છે જેમ કોઇ મોદક ઘણા પ્રકારના દ્રવ્યને સંજોગે નીપનો, વાયુ, પીત્ત, કફને જેણે સ્વરૂપે કરી હણે તેને સ્વભાવ કહીએ ૧ તેજ મોદક પક્ષ, માસ, બે માસ સુધી તેજ સ્વરૂપે રહે તે સ્થિતિબંધ ૨, તેજ મોદક તીખો, કડવો, કસાયલો, ખાટો, મીઠો હોય તેને રસ કહીએ ૩, તેજ મોદક અલ્પ દળનો નીપનો તે નાનો હોય ઘણા દળનો નીપનો એટલે મોટો હોય તેને પ્રદેશબંધ કહીએ ૪, એણી રીતે કર્મનો બંધ જાણવો ઇતિ બંધ તત્વ સમાપ્ત ૮

હવે **મોક્ષ** તત્વ કહે છે મોક્ષ તત્વના પંદર ભેદે સિદ્ધ થાય છે તે કહે છે તીર્થસિદ્ધા ૧, અતીર્થસિદ્ધા ૨, તીર્થંકરસિદ્ધા ૩, અતીર્થંકર સિદ્ધા ૪, સ્વલીંગસિદ્ધા ૫, અન્યલીંગસિદ્ધા ૬, ગૃહસ્થલીંગસિદ્ધા ૭, સ્રીલીંગસિદ્ધા ૮, પુરૂષ-લીંગસિદ્ધા ૯, નપુંસકલીંગસિદ્ધા ૧૦, સ્વયંબુદ્ધ

સિદ્ધા ૧૧, પ્રત્યેકબુદ્ધસિદ્ધા ૧૨, બુદ્ધબોહિ-સિદ્ધા ૧૩, એકસિદ્ધા ૧૪, અનેકસિદ્ધા ૧૫, એ ૫ દરે ભેદે સિદ્ધ થાય તથા ચાર પ્રકારે જીવ મોક્ષ જાય. જ્ઞાને કરી, દર્શને કરી, ચારિત્રે કરી, તપે કરી

મોક્ષના નવ દ્વાર તે સદ્ પદ્ પરૂપણા તે મોક્ષ હાલ છે, પુર્વે હતી, આગમી કાળે હશે આકાશના ફૂલની પેરે નાસ્તિ નથી ઇત્યાદિક

**॥ શ્રી નવ તત્વ સમાપ્ત. ॥**

---

## અથ શ્રી ગૌતમ પુચ્છા.

શ્રી મહાવીર સ્વામીને વંદના નમસ્કાર કરી શ્રી ગૌતમ સ્વામી પ્રશ્ન પુછે છે કે, હે ભગવાન ! સાધુ મહંતના દર્શન કરવાથી જીવને શુ લાભ થાય ?

**ઉત્તર**–હે ગૌતમ ! સાભળો સાધુના દર્શન કરી થોડીવાર નમ્રતાથી સાધુ સન્મુખ બેસવુ તેથી મહાત્માના મુખની વાણી સાભળવાનો લાભ થાય તેથી જ્ઞાન થાય, જ્ઞાનથી વિજ્ઞાન થાય [ ડહાપણ આવે ], તેથી પચ્ચખાણ કરે, પચ્ચખાણુથી તપ,

સજમ નીપજે, તપ સજમથી નવા કર્મ ગ્બાય નહિ અને જૂના કર્મ ટૂટે, અતે કમ રહિત થઈ માક્ષ પદ પામે

૨ **પ્રશ્ન**–હે ભગવાન ! કયા કર્મના ઉદયથી જીવ નારકીના દુ ખ ભોગવે ?

કયા કર્મના ઉદયથી જીવ તીર્યંચ ( જનાવર ) મા ઉપજે ?

કયા કર્મના ઉદયથી જીવ મનુષ્ય ગતિ પામે ?

કયા કર્મના ઉદયથી જીવ દેવગતિ પામે ?

ઉ૦–હે ગૌતમ ! માણુમ દારૂ પીએ, માસ ખાય, પંચેન્દ્રિ જીવની ધાત કરે, પૈસા માટે અનતુ પાપ કરે, તે જીવ નારકીમા નરકના દુ ખ ભોગવ

જે જીવ માયા કપટ કરે, ખોટી સાક્ષી પુરે, પેટમા કપટ, મોઢે મીઠૂ બોલે, સારી વસ્તુ બતાવી નબળી આપે, ખોટા લેખ લખે, તે જીવ મરીને તિર્યંચ ગતિમા જાય

જે જીવ સ્વભાવે ભદ્રિક હોય, વિનયવત હોય, અહકાર રહિત હોય, દુખી જીવનુ દુ ખ દૂર કરનાર હોય, એવો જે જીવ હોય તે માણુસ મરીને ફરી મનુષ્ય ગતિ પામે.

જે જીવ વીતરાગ દશા રહિત ચારિત્ર પાળે ગૃહસ્થીના અણુવ્રત પાળે, અજ્ઞાન દશાથી તપ કરે, મન વિના પરવશપણે ભૂખ, તૃષાના દુ ખ સહન કરે તે જીવ મરીને દેવગતી પામે

૩ પ્રશ્ન-હે ભગવાન ! જીવને કયા કર્મના ઉદયથી સાભળેલુ યાદ રહે નહી, ભણાવે તો આવડે નહિ મહેનત કરતા છતા અજ્ઞાન દૂર થાય નહિ ?

ઉત્તર-હે ગૌતમ ! તે જીવે પરભવે જ્ઞાનાવરણી કર્મ નીચેના કર્ત્તવ્યથી બાધ્યા છે તે જ્ઞાનીના ગુણ ઓળવ્યા હશે જ્ઞાનીના દુસ્મન થઇ તેની ભાવ ઘાત કરી હશે, જ્ઞાન ભણનારને અતરાય કરી હશે, જ્ઞાની સાથે ખોટા વીખવાદ, ઝગડા કર્યા હશે, જ્ઞાનીને દુ ખ દીધુ હશે, જ્ઞાનીના ઉપર દ્વેષ ભાવ કર્યો હશે, તે કર્મને ઉદયે આ ભવમા જીવ અજ્ઞાનપણે મૂઢ દશા ભોગવે છે

૪ પ્રશ્ન-હે ભગવાન ! કયા કર્મને ઉદયે સ્ત્રી મૃતવધ્યા થાય [ મૂવેલા બાળક જન્મે અથવા જીવે નહિ તે ] વળી કયા કર્મને ઉદયે સ્ત્રી વધ્યાનો અવતાર પુરો કરે ?

ઉત્તર-હે ગૌતમ ! જીવે પરભવ ગર્ભ ગળાવ્યા હશે, અથવા ગર્ભપાત કર્યા હશે, તેને ઉદયે જીવ

મૃત વંધ્યા થાય, વળી તે જીવે પરભવે શૉક્યના બાળકો ઉપર દ્વેષ ભાવ કર્યો હશે અથવા તે બાળકોને ઝેરથી, શસ્ત્રથી મારવે કરી તેવા કર્મોથી વાઝણીનો અવતાર ભોગવ

૫ પ્રશ્ન—હે ભગવાન! કયા કર્મને ઉદયે સ્ત્રી બાળ રંડાપો પામે અથવા કયા કર્મથી મા-બાપને જુવાન દીકરાનો વિયાગ થાય?

ઉત્તર—હે ગૌતમ! તે સ્ત્રીએ પરભવે બ્રહ્મચર્ય વ્રત લઇને તુરત ભાગ્યુ હશે અને તેનુ પ્રાયશ્ચિત લીધા વિના મરણ પામી જેથી બીજે ભવે બાળરંડાપો ભાગવે, વળી જેણે ખોટી દાનતથી પારકી થાપણો ઓળવી હોય તેણે કરી તેને દીકરાનો વિયોગ થાય

૬ પ્રશ્ન—હે ભગવાન! કયા કર્મને ઉદયે જીવ અંધ થાય, બહેરો થાય, અને મુંગો થાય

ઉત્તર—હે ગૌતમ! પરસ્ત્રીને વિષય બુદ્ધથી વારવાર નીરખે, તેણે કરી પરભવે અંધાપો પામે, પારકી નીંદા ઘણી સાભળવાની હોશ હોય તે જીવ પરભવે બેહેરો થાય અને પારકા અવગુણ બોલનાર મુગો થાય

૭ પ્રશ્ન—હે ભગવાન! કયા કર્મને ઉદયે જીવ ધન પામીને એકદમ નિધન થઇ જાય?

ઉત્તર–હે ગૌતમ ! જે જીવના પરભવે ધર્મમા મન, વચન, કાયાના જોગ જોડાયલા રહે ત્યાસુધીજ પરભવે તે ધનવાન રહે અને ધર્મમાથી બદલાઇ અ-ધર્મમા જોડાય ત્યાસુધી નીર્ધન રહે

૮ પ્રશ્ન–હે ભગવાન ! કયા કર્મને ઉદયે જીવ સુપાત્ર દાન દઇ શકતો નથી લાભ મેળવી શકતો નથી ?

ઉત્તર–હે ગૌતમ ! જે દાન દેતો હોય તેને ખોટી સલાહ આપી દાન દેતા અટકાવે તે જીવ પરભવે સુપાત્ર દાન આપી શકે નહિં ઘરમા રીદ્ધિ છતા વાપરી શકે નહિ, ભોગવી શકે નહિં

૯ પ્રશ્ન–હે ભગવાન ! કયા કર્મને ઉદયે મનુ-ષ્યના શ્વાસોશ્વાસ દુર્ગંધી અને પરસેવો પણ દુર-ગધી તેમજ તેનુ આખુ શરીર કોઇને દીઠુ ગમે નહિં તેવુ હોય ?

ઉત્તર–હે ગૌતમ ! તે જીવે પૂર્વે પોતાના શરીર તથા રૂપનો અહકાર કર્યો હશે તેમજ સાધુ મહાન પુરૂષોને દેખીને દુગચ્છા કરી હશે તેઓની અવજ્ઞા નીંદા કરી હશે ને કર્મના ઉદયથી ઉપર પ્રમાણે શરીર પામે.

૧૦ પ્રશ્ન—હે ભગવાન ! કોઈ માણસનુ રૂપ ઘણુ સારૂ, જોનારને જોતા સતોષ ના વળે તેમજ તેના વચન પણ બહુ પ્રીય લાગે સુબાહુકુમારની પેઠે એવુ પ્રીય શા કારણથી લાગે છે ?

ઉત્તર—હે ગૌતમ ! તે જીવે પૂર્વે પ્રેમપૂર્વક સુ-પાત્ર દાન દીધુ હશે સૌ જીવને જાત મહેનતથી સુખ દીધુ હશે સુમુખ નામે ગાથાપતીની પેરે તેથી આ ભવમા સૌ જીવને પ્રીય લાગે છે

૧૧ પ્રશ્ન—હે ભગવાન ! આ આત્મા પૂર્વે અનત મનુષ્યના ભવ કરી ચુક્યો ધર્મ પણ કર્યો હશે ધર્મ કર્યા વિના બાર દેવલોક તથા નવ ગ્રીવેક સુધી કેમ જાય તો કરવાનુ જીવને શુ બાકી રહ્યુ કે જેથી જન્મ મરણનો ફેરો ના મટયો ?

ઉત્તર—હે ગૌતમ ! તે જીવે પૂર્વે મનુષ્ય ભવમા ધર્મ કર્યો હશે પણ દેખાદેખી, કોઇના કહેવાથી, લાજ શરમથી, કુળ આચાર પ્રમાણે કર્યો હશે, પણ સમ-જણ પૂર્વક હ્રદયની હાઝથી કર્યો નહિ હોય જેથી ચોરાસીમા ભટકે છે

૧૨ પ્રશ્ન—હે ભગવાન ! જીવ જાગતા ભલા કે ઉંઘતા ભલા ?

ઉત્તર–હે ગૌતમ ! ધાર્મિક પરોપકારી જીવ જાગતા ભલા કેમકે તેના તરફથી ઘણા જીવોને શાતા સુખ મળે છે માટે જાગતા ભલા, અને પાપી જીવ ઉંઘતા ભલા કેમકે તે પાપી જીવ જ્યાસુધી જાગે ત્યાસુધી તેને હાથે હિંસા અધર્મ અનીતિ થાય માત્ર ઉંઘે એટલોજ વખત તેના તરફથી શાતા માટે પાપી જીવ ઉંઘતા ભલા

૧૩ પ્રશ્ન–હે ભગવાન ! જીવ ધનવાન ભલા કે નીર્ધન ભલા ?

ઉત્તર–હે ગૌતમ ! ધર્મી જીવ ધનવાન ભલા કેમકે તેને હાથે દાન, દયા, પરોપકારમા ધન ખરચી દુખીઆના દુખ દુર થાય તેથી ધર્મી જીવ ધનવાન ભલા અને જે પાપી જીવ ધનવાન હોય તો તેના તરફથી અનેક જીવોને દુખ ઉત્પન્ન કરે અને પાપના કામમા ધન ખરચતા પાછો હઠે નહિ તેથી પાપી જીવ નીર્ધન ભલા

૧૪ પ્રશ્ન–હે ભગવાન ! મરણ વખતે જીવ શરીરમાથી કયા થઇને નીકળતો હશે ?

ઉત્તર–હે ગૌતમ ! પાચ ઠેકાણેથી જીવ શરીર-

માથી નીકળે છે તે પગને તળીએથી, જાગેથી, છા-
તીએથી, મસ્તકેથી અને મવાંગેથી એટલે રૂવાડે
રૂવાડેથી

વિશેષમા તે સ્થાનનુ ફળ કહે છે

પગને તળીએથી નીકળે તે નરકમા જાય, જન-
ગેથી નીકળે તે તીર્યંચમા જાય, છાતીએથી નીકળે
તે મનુષ્યમા જાય, મસ્તકેથી નીકળે તે દેવલોકમા
જાય, અને રૂવાડે રૂવાડેથી નીકળે તે મોક્ષમા જાય

૧૫ પ્રશ્ન–હે ભગવાન ! સુપચ્ચખાણ કેવી રીતે
થાય ?

ઉત્તર–હે ગૌતમ ! પાચ પ્રકારે સુપચ્ચખાણ
થાય તે શ્રદ્ધા શુદ્ધ ૧, વિનય શુદ્ધ, ૨, અણુભા-
સણા શુદ્ધ ૩ અણુપાલણા શુદ્ધ ૪, અને ભાવ
શુદ્ધ ૫, અર્થાત્ પચ્ચખાણ કરે તે પચ્ચખાણુના
ઉપર પૂર્ણ ભરોસો રાખે કે અપચ્ચખાણુથીજ
મારા કર્મ તુટશે તે શ્રદ્ધા શુદ્ધ ૧, વીનય શુદ્ધ,
તે ગુરૂવાદિકને ત્રણવાર ઉઠી, બેસી વદણા નમસ્કાર
કરીને પચ્ચખાણુ લેવા તે વીનય શુદ્ધ ૨, અણુભા-
મણા શુદ્ધ તે ગુરૂ પચ્ચખાણુના પાઠનો છેલ્લો અ-

ક્ષર અપાણ વાસીરે બોલે કે તેની માથે અપાણં વોસીરામી પચખાણ લેનાર બોલે તે અણુભાસણા શુદ્ધ ૩, અણુપાલણા શુદ્ધ તે પચખાણનો ટાઈમ પૂરો થએ ઉપયોગસહિત પચખાણ પાળે તે અણુપાલણા શુદ્ધ ૪, ભાવ શુદ્ધ તે રાગ, દ્વેષ રહિત જેવા વૈરાગેથી પચખાણ લીધું હોય તેવોજ વૈરાગ પચખાણનો કાળ પૂરો થતા સુધી રહેવો જોઇએ તે ભાવ શુદ્ધ ૫, "તેથી વીપરીત દુપચ્ચખાણ જાણવા"

૧૬ પ્રશ્ન–હે ભગવાન ! પુન્ય કેટલે પ્રકારે થાય ?

ઉત્તર–હે ગૌતમ ! નવ પ્રકારે પુન્ય નીપજે તે નીચે પ્રમાણે

ભુખ્યાને અન્ન દેવુ તે પુન્ય
તરસ્યાને પાણી આપે તે પુન્ય
રહેવાની જગ્યા આપે તે પુન્ય
બેસવા, સુવાના આસન આપે તે પુન્ય
વસ્ત્ર આપવાથી પુન્ય,
સારા ઉપર ભલુ મન રાખે તે પુન્ય.
સારા વચનથી બોલાવે તે પુન્ય
કાયાથી સેવાભક્તિ કરે તે પુન્ય,

વડીલ તથા ગુણીજનોને નમસ્કાર કરવો તે પુન્ય

૧૭ પ્રશ્ન—હે ભગવાન ! સુખ કેટલા પ્રકારનુ ?

ઉત્તર—હે ગૌતમ ! દશ પ્રકારનુ સુખ તે નીચે પ્રમાણે

૧ શરીરે નીરોગીપણુ તે પહેલુ સુખ

૨ લાબુ આયુષ્ય ભોગવે તે બીજુ સુખ

૩ ધન ઘણુ તેમજ દુનીયામા આબરુ પુજા સારી તે ત્રીજુ સુખ

૪ સુપાત્ર સ્ત્રી સુખની દેનારી તે ચોથુ સુખ

૫ પાચે ઇદ્રિઓના પ્રતિપૂર્ણ સુખ તે પાચમુ સુખ

૬ સતોષ ઘણો અને તૃષ્ણા રહિતપણુ તે છઠ્ઠુ સુખ

૭ જે ચીજ જે વખતે જોઇએ તે વખતે ગમે ત્યાથી મળી આવે ચક્રવર્તિની પેઠે તે સાતમુ સુખ

૮ અનીદનીક સુખ દેવનુ તે આઠમુ સુખ

૯ ઉત્તમ ગુણવત સાધુપણ તે નવમુ સુખ

૧૦ જન્મ, જરા, મરણ રહિત મોક્ષ તે દશમુ સુખ

૧૮ પ્રશ્ન—હે ભગવાન્ ! પજુસણુની સ્થાપના ક્યારે થઇ, કોણે કરી, અને તે કેટલા દીવસના ?

ઉત્તર—હે ગૌતમ ! પજુસણુની સ્થાપના કોઇએ કરી નથી, અનાદિકાળના છે, અને તે એક દીવસ ભાદરવા શુદ પાચમ પવીત્ર હૃદય પર્યાય શુદ્ધ કરવા તે પજુસણ

૧૯ પ્રશ્ન—હે ભગવાન્ ! કોઈ શેઠે મુનીમનો ભરોસો રાખી ધનનુ રક્ષણ કરવા રાખ્યો છે અને તે મુનીમ વીશ્વાસઘાત કરી ધન ઉચાપત કરે અને શેઠને નીર્ધન ભીખ માગતો કરે તો તે જીવ કેવા કર્મ બાધે ?

ઉત્તર—હે ગૌતમ ! તે જીવ સીત્તેર કોડાકોડ સાગરોપમનુ મહામોહની કર્મ બાધે ત્યા સુધી દુખ, દારીદ્રતા, અને મુઢપણુ ભોગવે

૨૦ પ્રશ્ન—હે ભગવાન્ ! કોઈ મનુષ્ય બાળબ્રહ્મચારી નથી અને જગત્મા માન, પુજા વધારવાને માટે બાળબ્રહ્મચારી નામ ધરાવે તો કેવા કર્મ બાધે ?

ઉત્તર—હે ગૌતમ ! ઉપર પ્રમાણે સીત્તેર કોડાકોડી સાગરોપમનુ મહામોહની કર્મ બાધે

॥ ઇતિ ગૌતમપુચ્છા સમાપ્ત ॥

## અથ શ્રી ગ્રહશાંન્તિ કરવાનો જાપ.

જે ગ્રહનો જાપ કરવા હોય તે નીચે બતાવેલા રંગની માળા તથા તેજ રંગનુ કપડુ અને તેજ રંગનુ અનાજ, ચોવીસ કલાકનુ બ્રહ્મચર્ય, ભોજન એક વખત નીચે બતાવ્યા પ્રમાણે જાપ કરવા

### સૂર્યનો જાપ

ગની માળા, લાલ વસ્ત્ર, લાલ અનાજ, બ્રહ્મચર્ય સહિત એકાસણુ, માળા અને લુગડા જમતી વખતે અંગઉપર રાખવા એમ દરેકને સમજવુ

ૐ હ્રીં પદ્મપ્રભુ નમસ્તુભ્ય મમ શાન્તિ શાન્તિ

### ચંદ્રનો જાપ

ધોળી માળા, ધોળુ વસ્ત્ર, ધોળુ અન્ન

ૐ હ્રીં ચંદ્રપ્રભુ નમસ્તુભ્ય મમ શાન્તિ શાન્તિ

### મંગળનો જાપ

રાતી માળા, રાતુ વસ્ત્ર, રાતુ અનાજ

ૐ હ્રીં વાસુપુજ્યપ્રભુ નમસ્તુભ્ય મમ શાન્તિ શાન્તિ

### બુધનો જાપ.

પીળા વસ્ત્ર, પીળી માળા, પીળુ અન્ન

ૐ હ્રીં શાન્તિનાથ પ્રભુનમસ્તુભ્ય મમ શાન્તિ શાન્તિ

## ગુરૂનો જાપ

ઉપર પ્રમાણે વસ્ત્ર, માળા અને અન્ન.

ૐ હ્રીં ઋષભદેવપ્રભુ નમસ્તુભ્ય મમ શાન્તિ શાન્તિઃ

## શુક્રનો જાપ

ધોળા વસ્ત્ર, ધોળી માળા, ધોળુ અન્ન

ૐ હ્રીં સુવિધિનાથપ્રભુ નમસ્તુભ્ય મમ શાન્ત શાન્તિ

## શનીનો જાપ.

ધોળા વસ્ત્ર, કાળી માળા, કાળુ અન્ન

ૐ હ્રીં મુનિસુવ્રત પ્રભુ નમસ્તુભ્ય મમ શાન્ત શાન્તિ

## રાહૂનો જાપ.

પીળા વસ્ત્ર, પીળી માળા, પીળુ અન્ન

ૐ હ્રીં નેમીનાથ પ્રભુ નમસ્તુભ્ય મમ શાન્તિ શાન્તિ રાહુ માટે અમાસ જાણવી

## કેતુનો જાપ.

લીલા વસ્ત્ર, લીલી માળા, લીલુ અન્ન

ૐ હ્રીં પાર્શ્વનાથ પ્રભુ નમસ્તુભ્ય મમ શાન્તિ શાન્તિ



## વર્ષના ચાર સ્થભ

ચૈત્ર શુદ ૧ ના દિવસે રેવતી નક્ષત્ર હોયતો વર્ષાદનો સારો સ્થભ

વૈશાખ શુદ ૧ ના દિવસ ભરણી નક્ષત્ર હોય તો તાપ અનુકૂળ પડે

જેઠ શુદ ૧ ના દિવસે મૃગશર નક્ષત્ર હોયતો પવન અનુકૂળ સારો રહે

અશાડ શુદ ૧ ના દિવસે પુનર્વસુ નક્ષત્ર હોય તો અનાજનો સારો સ્થભ જાણવો

નીચેના દશ નક્ષત્ર જ્ઞાનમા વૃદ્ધિ કરનાર છે એટલે તે નક્ષત્રને દિવસે જ્ઞાનનો અભ્યાસ કરે તો તેમા થતા વિઘ્નનો નાશ થાય -

## નક્ષત્રનાં નામ

મૃગશર, આદ્રા, પુષ્ય, પૂર્વાફાલ્ગુનિ, પૂર્વાષાઢા, પુર્વાભાદ્રપદ, મૂળ, અશ્લેષા, હસ્ત, ચિત્રા

